ઝીણી પાંખ બે ઝળકંત
રંગ ગુલાબી મન્દ ધરંત;
માંહિં વેરિયા ચમકંત
ઝીણા તારલા શું અનન્ત !

શિરપર ઇન્દ્રધનુષ સુહાય,
કોમળ ઉષા સરિખી કાય.
વીણા કરવિશે અદ્‌ભુત
ઊભો દિવ્ય ધરી એ દૂત;

તુમ્બી કહુતણી બની જેહ,
રંગી ચન્દ્રિકાથી તેહ;
તન્ત્રી શશિકિરણની બાંધી
વીણા સોહજનની સાધી.

નભમાં શ્યામ મેઘન માળ,
ચન્દ્રે રંગી જેની કિનાર,
હેવા મેઘગિરિને શૃઙ્ગ
ઊભો દૂત ઉજ્જવલ-અંગ.

નિરખીને નિર્વેદ વદને મુજ છાયો ઘણો,
અતિશય ધરતો હેત વદિયો દિવ્ય પુરુષ ત્યહાં.

દિવ્ય મધુરે કણ્ઠ કરતો અદ્‌ભુત ગાન એ,
વીણામાંથી અનન્ત સ્વરમૌક્તિક વરસાવતો.

*ગરબી. "ઊઠય, ઊઠય, મનુજના બાળ ! કાં તું સૂતો રે ?
હોલવવા તુજ દુઃખઝાળ આવ્યો છું હું તો રે. ૧૭/૨
સંસારદુઃખ–અમ્બાર તુજને પીડે રે,
ધારી એ શિરપર ભાર દબાયો શું હીંડે રે ? ૧૮/૨
નાંખી દે એ કણ્ટપુઞ્જ, તજી નિઃશ્વાસો રે
થા તું સજ્જ જવા સુખકુઞ્જ, જ્યહાં દિવ્ય વાસો રે. ૧૯/૩
જો તું, દેખાડું અમૃતદ્વીપ તુંને કાંઈ રૂડા રે;—
પેલા દિવ્ય જો તારકદીપ નભમાંહિ ઊંડા રે. ૨૦/૪
તુંને ભાસે એ તેજબિન્દુ નિરર્થક પડિયા રે,
પણ એ તો આનન્દસિન્ધુ સુખદ્વીપ જડિયા રે. ૨૧/૫
મર્ત્યજીવન કેરો પંથ કણ્ટકભરિયો રે,
હેનો નાવે સુખમય અન્ત કેમે કરિયો રે. ૨૨/૬
એહ કણ્ટક-વ્રણના ઉપાય ધર્મ બતાવે રે
વ્યર્થ એ, આ જીવનમાંહ્ય કામ ન આવે રે. ૨૩/૭
'એહ કણ્ટક પૂરા ચીરે ચરણો જ્યહારે રે,
પછી જાજે ધીરે ધીરે દિવ્યકિનારે રે' ૨૪/૮
એમ ધર્મ તુંને તો ફસાવે દીર્ઘ આશ દેતો રે;
શીઘ્ર પંથ ન એકે બતાવે અન્ધ ધર્મ એ તો રે. ૨૫/૯
અને વીંધાયા ચરણે પેલા દિવ્યકિનારા રે
થાશે કનકવાળુએ ભરેલા છતાં એ અકારા રે.
ત્યહારે થા તું ઝટ આરૂઢ આ મુજ પાંખે રે,
લઈ જાઉં જ્યહાં પેલા ગૂઢ દ્વીપો ઝાંખે રે."

* 'અમદાવાદ નામે આજ શહેર છે સારું રે'—એ ચા

ગાઈ એમ મીઠું ગાન
દૂતે લીધું હર મુજ ભાન;
ફ઼ાંસ્યું રજતરશ્મિ બાંધી
નાવડું અર્ધચન્દ્રનું ત્ય્હાંથી.

ચઢિયો નાવ હું ધરી પ્રેમ,
દૂતે ખેંચી લીધું ક્ષેમ;
ઉજ્જ્વલ દૂત કેરી પક્ષ
ચઢિયો ધારી નિશ્ચલ લક્ષ.

ઊડયો દૂત ત્ય્હાં ધરી વેગ;
દીઠા કનક-દ્વીપ અનેક;
ધરતો દિવ્યકુસુમસુગન્ધ
સેવ્યો મ્હેં અનિલ કંઇ મન્દ.

ને વળી દ્વીપમાંથી વ્હેતું
અમૃતશું ગાન લહરી લેતું,
હેવું દિવ્ય અદ્ભુત ગાન,
ત્હેનું શ્રવણ કીધું પાન.

હેવા ગાનસૌરભધારી
તારાદ્વીપ નભસંચારી
ચરણની સંગ મુજ ઘસડાય,
વેગે દૂત ઊડતો જાય.

હવી દિવ્યરચના જોઈ
વિહ્વળ હું બન્યો, શુધ ખોઈ;
જોવા દ્વીપ એ અનવદ્ય
કૂદકો મારિયો મ્હેં સદ્ય.

ને જો ! કૂદતાં વાર સહુસા ધબકારો કરી
પડિયો ઉદધિ–કિનાર, ખડક ઉપર હું જાગિયો.૩૪

ગયા ઊડી ઉજ્જવલ દ્વીપ સર્વે,
ગાજી રહ્યો અમ્બુધિ પૂર્ણ ગર્વે;
માયાવી પેલો કહિં દૂત નાઠો,
અંધાર કાળું ફરી રેલ્યું આ તો.

અરણ્ય ઊંડાં ઉપકણ્ઠ ઊભાં,
ગમ્ભીર જે યોગસમાધિ ડૂબ્યાં;
સમાધિનો એ કરતા જ ખણ્ડ
શા ઘૂઘવે આ અનિલો પ્રચણ્ડ !

પ્રમત્ત એ મારુત ગર્જનાને
ભેળી ગભીરી નિજ ઘોષણાને,
સુણી રહે અમ્બુધિ ધીર ધ્યાને
સંમિશ્ર એ ગર્જન એકતાને.

અને સુણે તારકવૃન્દ પેલું
ઊંચે ચઢ્યું ને જળમાં ડૂબેલું.—

ડૂબ્યો હું પાછો ધનચિન્તને જો !
નિર્વેદ ને ખેદ થકી ભરેલો.

સુખદ્વીપો ગયા ઊડી !
થઈ લુપ્ત ક્યહાં છબિ રૂડી ?
ફરી આ ઘોર અંધારે
પડ્યો હું દુઃખ-અઙ્ગારે.
અરે અઙ્ગાર આ કાળા,
ન અંધારે દીસે જ્વાળા.
ધરી ઊંડી હૃદયમાંહે
કંઈ કારમી જ જ્વાળા એ,
ફરું એકલો મનુજલોકે;
અરે કોણ આ જ્વલન રોકે
હૃદય-ઉદ્યાનભૂમિમાં
ચૂરી એ જ્વાળે નિઃસીમા.
તદપિ ઉદ્યાન કુસુમહાસે
હસતું સર્વ લોકને ભાસે;
ન દેખે કો દીધી ચૂરી
ધગે જ્વાળા હૃદય ઊંડી.
અને તોય કોઇ દિન એ તો
પ્રબળ વેગે ગતિ લેતો
થશે જ્વાળામુખી કારમો
હૃદય ભેદતો, ન જાશે શમ્યો.

બન્યા અઙ્ગાર ભવદુ:ખના,
નહિં જે થશે કદી એ ફના.
જીવન આ ભર્યું જ અઙ્ગારે,
ગણ્યા જે જશે કહો ક્ય્હારે ?

પ્રિય જનોનો વિરહ ભૂંડો,—
દહે અઙ્ગાર એ ઊંડો.
ખરે જેમ પાનખર પાનડાં,
હરે તેમ મોત પ્રિય જો બધાં;

અને પ્રિય કો હૃદય વશિયાં
પ્રતિધ્વનિ દે ન તે રસિયા;
કહી 'પ્રિય' નાહિં બોલાએ;—
ન એ અઙ્ગાર હોલાએ.

પ્રિયજનોને દુખે ડૂબ્યાં
નિરખવાં રહી તટે ઊભાં;
જવા ઝંપલાવી ત્હેની કને
હૃદય ઉત્કણ્ઠ યદપિ જો ! બને,

તદપિ ના જવાય ન થોભાએ,
મદદ નૌકા ન નંખાએ;
થવું એમ વ્યર્થ દુખભાગી,
હૃદય દંડી ઝાળ એ લાગી.

ચરિત શારીર સૌન્દર્યની
દુરાચારપઙ્કકલુષા બની;

સુજનતા વિનીત અથડાએ,
અને ધૃષ્ટ દુષ્ટ ઊંચે જાએ;
કપટ, દ્વેષ, ને કલહ ક્રૂરા
જગતમાં અરે! વશ્યા પૂરા;
હીણી ઇર્ષ્યા વિષેથી ભરી,
અને અકૃતજ્ઞતા આકરી;—
બધા એ દહે જ અંગારા,
હૃદય રેલતા હૂની ધારા.—
સુખદીપો ગયા ઊડી!
રહ્યો અંધાર હું બૂડી.

કરતો ચિન્તન એમ હું નિદ્રાખોળે પડયો;
નિદ્રાએ ધરી પ્રેમ વિસ્મૃતિપટ હોરાડિયું.

નિદ્રાવસ્થ સૂતાં આમ
ચિતરાયું ફરી અભિરામ
બીજું ચિત્ર અદ્ભુત એક
મુજ મનનયન આગે છેક.

પેલી પૂર્વમૂર્તિથી ભિન્ન
દીઠો દિવ્યપુરુષ જ અન્ય;
ગંભીરી ઘણી મુખકાન્તિ,
નયને શી ભરી શીળી શાન્તિ!

મુખપર શાન્ત સ્મિત લ્હેરાય,
ઝળકે દિવ્ય ઉજ્જવળ કાય;
ભ્રૂયુગ ચિન્તનોનો ભાર,
ધારે તોય કંઇ ઝળકાર !

ઝળકે ઉષાસરિખા કેશ,
ચુમ્બે ભવ્ય સ્કન્ધપ્રદેશ;
ઊજળું હૃદયસરિખું જ્યહાંય
કોમળ પક્ષયુગ સોહાય.

તેજસ્વી વિપુલ વળી ભાળ,
તેપર દિવ્ય પુષ્પની માળ;
મધ્યે શુક્રતારક રમ્ય
ચુમ્બે ભાળમાં પ્રતિબિમ્બ.

ચળકંતાં વસન શુભ કાંઇ;
કરમાં સ્ફટિકદણ્ડ સુહાય;
બીજે કર ધર્યો ધ્વજ એક
'શ્રદ્ધા શાન્તિ' નો જહિં લેખ.

ઉજ્જવલ રજતપુઞ્જસમાન
તરતું ધૂમકેતુ વિમાન,
ચામર ધવલ જેનું ભવ્ય,—
તેપર દૂત બેઠો દિવ્ય.

સોરઠો. કોમળ કર મુજ અઙ્ગ ફેરવીને કંઇ પ્રેમથી,
વહીં માધુર્યે અભઙ્ગ ગાવા દૂત જ લાગિયો:—૬૦

*દેશી. 'જાગી જો તું મનુજના બાગરે, પેલા દિવ્ય કિનારા !
ઝગકે જ્યોત્સ્નામય શા વિશાળરે, પેલા દિવ્ય કિનારા ! ૬૧

દૂર પડ્યા દિવ્ય દેશ એ રે, મધ્યે ગાઢાં અરણ્ય;
કઠણ કરાડો ચઢવી ઊતરવી,ત્યહાં જાવાનો માર્ગ ન અન્ય રે.
પેલા દિવ્ય કિનારા ! ૬૨

ઊંચા આ ગિરિશૃઙ્ગથી રે દીસે કિનારા એ દૂર,
ગાજે જ્યહાં ગંભીરું મધુરું પેલું અમૃતત્વસિન્ધુનું પૂર રે.
પેલા દિવ્ય કિનારા ! ૬૩

પંથ અરણ્ય ચીરી જતો રે અન્તે ઊંચી જ્યહાં કમાન,
દ્વારપાલ મૃત્યુનામક ઊભો; જાવું તે મહિંથી અવસાન રે.
પેલા દિવ્ય કિનારા ! ૬૪

માર્ગ દીસે આ શિખર થકી રે શીઘ્ર જવાના અનેક,
તે સર્વ ગુપ્ત જ ગર્ત વિશે જઈ અટકે; સાચો ન એ તો એક રે

એહ કિનારે દિવ્ય વાલુકારે ધારે અદ્ભુત પ્રભાવ;--
સ્પર્શતાં વાંત જાય રૂઝાઈ ભવકણ્ટકના સહુ ઘાવ રે.
પેલા દિવ્ય કિનારા ! ૬૭

ધ્વજપટ મુજ આ શીતળો રે અદ્ભુતગુણનિધાન,
હૃદય વિશે વિસ્તારી પાથરતાં ભવ-અઙ્ગાર પામે નિર્વાણ રે.
પેલા દિવ્ય કિનારા ! ૬૮

ભસ્મ થઈ એ અઙ્ગારની રે વેરંતાં હૃદય-ઉદ્યાન,
પુણ્યતરુ ઝટ કુસુમિત થાશે, થાશે ફલિત જતાં અવસાન રે.
પેલા દિવ્ય કિનારા ! " ૬૯

હેવું વદી દિવ્યપુરૂષ થોભ્યો,
મુખે દૃઢાસ્થાગુણ દીપ્ત શોભ્યો;
ઊંચો કરી સ્ફાટિક દણ્ડ વીંઝયો,
અને દિશા સર્વ પ્રકાશતી જો !

ઊંચી કરાડો, વળોં ખીણ નીચી,
અરણ્ય ગાઢું સૂતું નેન મીંચી,—
સમસ્ત વસ્તુ ડૂબીં દિવ્ય તેજે,
દીઠો મહામાર્ગ પછીથીં સ્હેજે.

ટૂંકા પથો તે ભ્રમમાત્ર દેતા,
અંધારકૂપો મહિં જેહ વ્હેતા;

સુગુપ્ત તે કૂપ હવે જણાયા;—
એ જ્યોતિયે સર્વ વિલોપ્યાં માયા.

અન્તે વધો દિવ્યપુરુષ વાણી,
સંગાવતો ઉજ્જવલ દીર્ઘ પાણિ,
બતાવતો સ્ફાટિક દણ્ડથી તે
છબિ અમોલી ક્ષિતિજે બની જે.—

" જો રચના કંઈ દૂર દિવ્ય આશ દર્શાવતી !
ઉજ્જવલ તેજ:પૂર ઉષા સનાતન ઊગી જો !'

સુણી વેણ હું ઊઠયો જાગી,
નજર પૂર્વવ્યોમમાં નાંખી;
સુરભિગન્ધિ કુસુમ ચૂમતી
ઉષા આવીજ રુમઝૂમતી !

જલધિજલમાં દીઠી ન્હાતી
ગગનસુન્દરી શી મલકાતી !
મધુર ગાન ભાવિનાં ગાતી
ઉષા આવી અમી પાતી !

# મત્સ્યગન્ધા અને શાન્તનુ.

*ગરબી " સન્ધ્યારંગિતસરિતા-ઉર સ્વચ્છન્દમાં
નાચી રમતી લહરી હું હું વિલાસિની રે લોલ;
રમતી નાચતી કાલ્યે સિન્ધુતરંગમાં
ગુંથાઈ સૂરેશ ગાતી શુચિહાસિની રે લોલ. ૧
વિશાળ વ્યોમજળે તરતી આનન્દમાં
મુગ્ધ કપોતી હું હું ઉચ્ચવિહારિણી રે લોલ;
ચિન્તા નવ ધરું જરીં એ શું ક્ષણ અન્યમાં
શિકારી કો મુજને કરશે ક્ષતધારિણી રે લોલ. ૨
લીલાં વનમાં મનમાં આવે તેમ હું
દોડી રમતી મૃગલી હું જ મનોહરી રે લોલ;
સ્વચ્છન્દવિહારરતા કદી એ કેમ હું
પારધિના પાશ વિશે પડું મુદ હ્રદે ધરી રે લોલ ?" ૩

ગીત ગાતી સોહું મુગ્ધા સુન્દરી માછીની સુતા
નચાવી નાવડું આવે, એકલી એહ કન્યકા. ૪

વસન્તતિલકા. કો કોકિલા વનવને ઊડતી જ હર્ષે
માધુર્ય કણ્ઠ મહિંથી અવિરામ વર્ષે;
હેવો ભર્યો મધુર આ રવ આમ રેલે,
મોંઘું અમી સરિતના જળમાંહિં રેડે. ૫

* આસો માસો શરદપુન્યમનો ચાંદ જો,
કાગળિયા લખતાં રે ચંદન ચોકમાં રે લોલ.—એ ચાલ.

સન્ધ્યાનું તેજ સરિતાજળમાં પૂરાયું,
ચંદ્રાનું તે ઉપર કાંઇ ઝીણું છવાયું,—
એ તેજસંગમ વિશે રવ એહ તર્તો;—
ને તીરકુંજ છૂપી શાન્તનુ પાન કર્તો. ૬

કૂદતું નાચતું નાવડું આવતું,
અતિમનોહર સુન્દરી લાવતું,
અનુપ ગીતસુધા વરસાવતું,
નૃપતિ શાન્તનુને લલચાવતું. ૭

નાવડું તટને સ્પર્શ્યું; સહસા તીરકુંજથી
રાજા પાસે ધશી આવ્યો;—મુગ્ધા થોભી જ ગુંજતી.
લજ્જાએ રંગ પૂરીને ગુલાબી મૃદુ ગાલમાં
સન્ધ્યાના મુખની શોભા હરીછે ક્ષણવારમાં. ૯
નદીપાર જવાકેરી રાજાની પ્રાર્થના તહિં
કર્તવ્યવશ એ બાલા તુચ્છકારી સકી નહિં. ૧૦
જાતાં મધ્યનદી રાજા હલેસું કરમાં ગ્રહે
થોભાવી નાવડું વાતો અન્તઃકરણની કહે. ૧૧

" કુરંગી ઓ મીઠી ! હૃદયવન લીલું મુજ ઘણું,
વહેછે આજે ત્હાં ઊછળી મધુરું પ્રેમઝરણું;
ફરી સ્વચ્છન્દે એ વનમહિં મૃગી ! તું વિહર્ય ને !
મહિં એ નાચંતા ઝરણતણું તું પાન કર્ય ને ! ૧૨

કપોતી ! આકાશે ઊડતી મનમાની તું ભમતી;
પરંતુ ત્ય્હાં ગાજ્યો ઘન કદી, અને વીજ ચમકી,
ખરે તે વેળા તું થરથરી જઈ દીન બનશે;
ભલે તો તું ગાતી મુજ હૃદયકુઞ્જે સ્થિર વસે. ૧૩
રમન્તી સ્વચ્છન્દા સરિતલહરી ઓ મધુરી તું !
અરે શાને કાજ્યે જલનિધિતરઙ્ગે ભળી જવું ?
અહિં આવ્યો પોતે કૂદી ઉદધિસોજો તુજ કને,
ભળી જા ને આજે ! સ્વરૂપ ઝટ બે એક જ બને." ૧૪

મુગ્ધા મૂઢ બની ઊભી અબોલા ક્ષણવાર એ;
કયહાં ? કોણ ? શું ? આ બોલે, જાણે નાહિં લગાર એ. ૧૫

નીચું નિહાળતી રહી જળમાંહિં બાલા;
શું એ ગણંતી તરતા પ્રતિબિમ્બતારા ?
આકાશ, તીર, તરુવૃન્દ જ આસપાસે
મુગ્ધાની આંખ્યસમીપે તરતાં જ ભાસે. ૧૬

દૃષ્ટિયે દૃષ્ટિ ના જોડે, મુગ્ધા નિશ્ચલ જો ! ઊભી;
પોતે નાહિં જુવે હેવા વિચારોદધિમાં ડૂબી. ૧૭
સ્થિતિ આ નિરખી રાજા અર્ધમીલિત લોચને
મધુરું મધુરું જોતો સુન્દરીવદને હવે. ૧૮

અલિ અપૂર્વ મનોહર સુન્દરી !
હૃદયની કહું વાત ત્હને ખરી;

હૃદય આ ઊછળી ઊછળી દમે,
તુજ કૃપા વિણ એહ નહિં શમે. ૧૯
અણગણ્યા નભતારક આ બધા,
વળી સનાતન વ્યોમ ઉદાર આ,
સ્થિર ઊંડા મુજ પ્રેમનો સાક્ષી દે;–
સુખનું પાન હવે મધુરાક્ષિ ! દે. ૨૦
અલિ ! તું જો,–મુજ પ્રાર્થનને પૂરું
દઈ રહી અનુમોદન ઊજળું
વિમલ વ્યોમ ફરંતી અતન્દ્રિતા
સ્મરસખી હસતી નવચન્દ્રિકા. ” ૨૧

વસન્તતિલકા. ફીકી ઊડી જઈ જ ચાંદની વ્યોમમાંથી,
આવે ઉષા મૃદુ કપોલ ધરી ગુલાબી;
હેવી મનોજ્ઞ લહરી સ્મિત કેરી ઝીણી
મુગ્ધાતણા વદનમાં ઊગી જો ! નવીની. ૨૨
મીંચ્યાં કંઈ કંઈ ખોલ્યાં નયને અતન્દ્ર
મુગ્ધા જુવે જળ વિશે તરતો જ ચન્દ્ર;
ને દર્શનો વિવિધ જાગૃત–સ્વપ્નકેરાં
જોતી તરંત જળમાં કંઈ ચીતરેલાં. ૨૩

અનુષ્ટુપ્ પાસે પાસે જતો રાજા, સ્પર્શિયો, સ્પર્શિયો નહિં;
બોલી બોલ ન મુગ્ધા એ, સ્વસ્થાને જ ઊભી રહી. ૨૪

લજ્જારેખા કપોલે જો ! મધુરી મધુરી પડે;
એ જ સંમતિ માનીને નૃપ સુન્દરીને અડે, ૨૫

દ્રુતવિલમ્બિત. હૃદય સુન્દરીનું ધબકી રહ્યું,
ઊછળીં લોહીં રગે રગમાં વહ્યું;
અનુભવી જ નવી સ્થિતિ સાધ્વસે,
જહિં કુતૂહલ હર્ષ વળી વસે; ૨૬
વિકસીં રોમ રહ્યાં મૃદુ ગાલમાં,
અધર કાંઇ સમીપ જ આવતાં;
સ્મિત મનોહર સુન્દરિયે કર્યું;—
નૃપતિ શાન્તનુનું ચિતડું હર્યું. ૨૭

---

## ઉત્તરા અને અભિમન્યુ.

અનુષ્ટુપ્. "ધાઓ, ધાઓ, અરે નાથ ! ઉગારો અગ્નિઝાળથી."
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ૧

વસન્તતિલકા. "મોંઘી કળી હૃદયની સુકુમાર મ્હારી !
કોણે ત્હને મધુર નીંદરમાંહિં ડારી ?
સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચણ્ડ
તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ ? "
હેવું વદી જ રણધીર નવીન નાથ;
હાથે ધીંરે ધબકતું ઉર ઉર સાથ;

ખોલી શુક્તાણકળી ઝાકળબિન્દુ ધારે,
હેવા કપોલપર આંસુ ધીરે સમારે; 3
ને સ્પર્શી ત્ય્હાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી;—
“ શું છે ? મીઠી ! થયું શું ? આવડી કેમ કાંપી?”
મુગ્ધા ફરી હૃદયસાથ ધીરેથી ચાંપી. ૪

નુષ્ટુપ્. ઉખેડી ભૂમિથી નેનો રોપિયાં પતિનેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં ગૂંથીને આંસુડાં નવાં. ૫

કરી કણ્ઠ ઊંચો કાંઇ અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વપ્નાતણી વાર્તા બધી કહે.—૬

શોર. “ આજે નાથ ! બન્યું વિપરીત,
ત્હમને તે કહું શી રીત્ય ?
જાણે પુરુષવેશ જ ધારી
મ્હેં અશ્વે કરીછ સવારી;
ધારી ધનુષબાણ હું ચાલી
મૃગયાકાજ વનપથ ઝાલી;
સુન્દર એક ત્ય્હાં સહકાર;
તેપર બેઠું છે સુકુમાર
જુગલ કપોતકેરું મીઠું,
કરતું પ્રેમકેલિ દીઠું.

મૂર્છી હું ખરે બની કાંઇ,
બીજું કાંઇ સૂઝ્યું નાહિં; ૯
ને શર ફેંકી નર તરુડાળ-
પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહિં અગ્નિજ્વાળ
ઊપની કપોતીકેરે ભાળ; ૧૦
કૂદતો એહ અગ્નિ કરાળ
આવ્યો મુજ કને ભરી ફાળ;
જિહ્વા તીવ્ર નચવી અનેક
મુજને વીંટી વળિયો છેક. ૧૧

છોડી સર્વ બીજાં અંગ
અંબોડો ધર્યો નિઃશઙ્ક;
છળીને એકદમ પછી જાગી
કરવા રુદન હું તો લાગી." ૧૨

સોરઠો એમ વદીને નાર સહસા આંસુ રેડતી;—
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ! આ? ૧૩
અભાગણી હું મોઈ! ઊંધી મતિ શાણે સૂઝી?
બીજું જડ્યું નહિ કોઇ? કપોત પ્રેમી શેં હણ્યો?" ૧૪

વસન્તતિલકા શાને મીંડી! તું ગભરાય અરે અતીશે?
આ સ્વપ્નમાંહિં નવ વાસ્તવ કાંઇ દીસે.—

જો! પેલીઁ વાગીઁ રણદુન્દુભિ રમ્ય ઘોર!—
રે! અશ્વ! અશ્વ!–સખિ! કણ્ઠ હવે તું છોડ્ય.” ૧૫

ધાર "વ્હાલા! ન્હોય દુન્દુભિનાદ,
એ તો મેઘ ગાજ્યો આજ;
બન્ધ કણ્ઠનું ક્યમ છોડું ?
મુજને ભય નથી કંઇ થોડું; ૧૬

પેલી અગ્નિકેરી ઝાળ
આવે ઓ! જુઓ, શીં કરાળ!”–

ખરિણી "અરે ઘેલી! એ શું બકતીઁ?
બધીઁ એ સ્વપ્ન ભ્રમણા;– ૧૭

તવિલમ્બિત તુરગ જો! મુજ કાંઇ ખુંખારતો,
‘રણ ચઢો’ કંઇ એમ પુકારતો;
નહિં વિલમ્બ હવે કરવો પ્રિયે!
કદીઁ જ ધર્મ તજ્યો નથીઁ ક્ષત્રિયે.” ૧૮

ધાર "ક્ષત્રિયધર્મ જો પ્રિય થાય,
તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય
અબળા રક્ષવી એ રીત્ય;
પેલી તીવ્ર અગ્નિજ્વાળ
મુજ પૂંઠળ ભમે ચિરકાળ,

ત્હેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ." ૨૦

વસન્તતિલકા. "છે એક જો ! સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી ! હવે સ્થિર થઈ ધર્ય ચિત્ત શાતા.—
જો ! દેખું આ અસિ ખ્હણે ચમકે અનન્ત,
ને ચિત્ત આ ચમકોને બન્યું વેગવંત." ૨૧

દ્રુતવિલમ્બિત. અધર વેગથકી અધરે અડી,
નૃપકુમાર, પ્રિયા અળગી કરી,
ત્વરિત અશ્વ પલાણી પળ્યો રણે;—
તુરગનાં પગલાં યુવતી સુણે. ૨૨

અનુષ્ટુપ્. દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા અનિમેષ રહી ઊભી. ૨૪

---

## રમણીયતાજનિત શોક.

વસન્તતિલકા. એકાન્ત આ ગિરિતણા ઉદરે પડેલું,
સૂતું જ જાગતું સરોવર સ્વચ્છ પેલું;
આકાશ ભૂરું જળ નિર્મળમાંહિં ડૂબ્યું,
ઊંધેમુખે લટકતું તરુવૃન્દ ઊભું. ૧

ડૂબ્યું સમસ્ત પ્રતિબિમ્બજગત્ સુરેખ;
હા ! કોણ એહ પઢશે અતિગૂઢ લેખ ?

ગમ્ભીર આ તટતરુ પ્રતિબિમ્બસાથ
પ્રેમેથકી કરી રહ્યાં કંઈ ગૂઢ વાત. ૨

સૂતું સરોવરહૃદે નભ ઊંડું પેલું
ઊંચે રહ્યા નભની સાથ હશી રહેલું.
દીસે શું ઊંડું જળમાં જગ અન્ય એક,
જ્હેનું સ્વતન્ત્ર રહ્યું જીવન ભિન્ન છેક. ૩

ગમ્ભીર મૌન ધરીને તટવૃક્ષ પેલાં
ઊંડી અલૌકિક સમાધિ વિશે ડૂબેલાં
શાં ઘોળતાં હૃદયમાં કવિતાવિચારો !
ને દેખતાં અનુપભૂમિતણા ચિતારો; ૪

ઊંડું નિહાળી જળમાં સ્થિર લોચનેથી,
તેજસ્વી વિશ્વ પ્રતિબિમ્બતણું જ ભેદી,
ત્હેની પછાડી રહી ઝાંખતી દિવ્ય ભૂમિ
તે દેખતાં તરુવરો તટ આ ઝઝૂમી. ૫

ગર્જીત ઘોર કંઈ અમ્બુધિ ઉત્તરઙ્ગ
ત્હેનો કદી નવ સુણ્યો ધ્વનિનો જ જંગ,
હેવું સરોવર સદા રમણીયમૂર્તિ;–
તો કેમ આ હૃદય શોકની થાય સ્ફૂર્તિ ?

જોતાં જ રમ્ય છબિ આ હૃદયે શું ઊંડા
શાં શોકના પ્રગટતા ધબકાર ગૂઢા ?

હા જાણ્યું, આ સરતણાં મૃદુ હાસ માંહિ
છૂપ્યા અનેક અતિઘોર નિસાસ કાંઇ. ૭

આ વારિને તટ રહી હૃદયે નિહાળું
આ મર્ત્ય જીવનનું વાદળ કાંઇ કાળું;
ને કારમી થતી ખડી ભવદુઃખ કેરી
નેનો સમીપ જ ભુતાવળ કાંઇ ઘેરી. ૮

જો ! આ છબિ સરતણી રમણીય એક,
તો છે છબિ દુખભરી જગમાં અનેક.
ને કોઇ કાળ વળી આ છબિ તો મધુરી
થાશે વિનાશકરથી જ વિલુપ્ત પૂરી. ૯

માટે જ આ મધુર મૂર્તિ પછાડી છૂપ્યા
ઘેરા અનેક દુખરંગ દીસે જ ડૂબ્યા;
સૂતું મનોહર સરોવર આ સુણાવે
ગમ્ભીર ગાન લયકાળનું ઘોર ભાવે. ૧૦

---

## શુકતારા.

વસન્તતિલકા. દીધી ગુમાવી સુરસુન્દરીને પ્રમાદે,
ઘેલો બન્યો પછી પુરૂરવ તો વિષાદે,
શોધી વળ્યો વનવને ભમી ઉર્વશીને,
ન્હાતી દીઠી સુરસરે પછીથી હસીને; ૧

ત ઉર્વશીસમ મનોહર શુક્રતારા
જો ! નીકળી વરસતી સ્મિતકેરી ધારા,
આ સાન્ધ્ય-વ્યોમસરમાં કરી સ્નાન રૂડું,
નારંગરંગ જળ જ્યહાં ભરિયું જ ઊંડું. ૨
ખેલંતો એ કનકવાળુભર્યા કિનારે
ઠારંતી આ હૃદય કાંઇ સુધાની ધારે;
ને ખેલી આમ ક્ષણવાર જ એહ ત્યાંહિં
હા ! ડૂબી જો ! ગગનસુન્દરી, વારિમાંહિં. ૩
* દેખતા. ગઈ ડૂબી ગગનસુન્દરી,
નહિં શું દીસે હવે એ ફરી ?
થયું લુપ્ત દિવ્ય સર પેલું;
અને અન્ધાર આ રેલ્યું. ૪
ભમું અન્ધકારવનમાં હવે,
ગગનસુન્દરી ન કો મેળવે.
ધરે અન્ધકાર હૃદય ઊંડો,
અલૌકિક દુઃખ હું બૂડ્યો.
જગતની અસહ્ય દુખઝાળે
હૃદય મુજ દાઝ્યું જે કાળે,
કીધા ઉપચાર ત્હેં રીઝી
મીઠી તારા ! અમી સીંચી.

આહા પૂરી ખીલી ચંદા ’—એ ચાલ.

હવે અન્ધકાર જે વ્યાપ્યો
જશે ક્ષણવાર તે કાપ્યો,
ઉષા હસતી જહિં જાગશે;-
હૃદય-અન્ધકાર પણ ભાગશે. ૭
થઈ ક્ષણવારમાં આછી
ઊડી જાશે ઉષા પાછી
સૂકું રેતીરાન નભ થાશે;-
હૃદયવેરાન બળી જાશે. ૮
પછી સાન્ધ્ય-વ્યોમજળથી ફરી
નિકળશે હસંતી ગગનસુન્દરી
મધુરી શુક્રતારા એ;-
ફરે આમ સુખદુઃખમાળા એ. ૯

વસન્તતિલકા.
છે માનવી જીવનની ઘટમાળ હેવી,
દુઃખપ્રધાન, સુખ અલ્પથકી ભરેલી.
તો એ કટુત્વ હરતાં સુખબિન્દુયોગે
થાએ જ સહ્ય કંઈ જીવન મૃત્યુલોકે. ૧૦
અંધારકેરી ઘનશામળી પાંખ એક,
તારાતણી ઝળકતી વળી અન્ય છેક;-
બે પાંખ એહ ધરતો મુજ આત્મપંખી
ઊડયો જશે અમર ભૂમિ સુદૂર ઝંખી. ૧૧

---

# પર્વતમંડળ અને મેઘમંડળ.

નભમંડળ ધુમ્મટઘેર રચ્યો,
ઘનરાજ અહિં રસભેર મચ્યો,
ગિરિનિર્ઝરમાં હસતો રમતો,
શિખરો પર મન્દગતિ ભમતો. ૧

ગિરિરાજ અસંખ્ય અહિં ભળિયા,
ઘનના અનુકૂળ સખા મળિયા;
ધરી ધુમ્મસનું પટ પર્વતને
ગુંગળાવી હિયે ધરી મોદ મને; ૨

પછી પર્વતના ઉરની ઉપરે
નવલું કંઇ વર્ષણનૃત્ય કરે,
વળી ઝર્મર ઝર્મર ગાન ઝીણું
કરતો ઘનરાજ મધુરું ઘણું. ૩

પટ ગાઢું ગૂંથ્યું તરુવૃન્દતણું
ધરિયું ગિરિયે હરિયાવરણું;
સહુ તે પટનાં પડમાં પડતો
ઘન સર્વ સ્થળે જઈ ને અડતો.

ઝરણાં ઊજળાં જળ નીતરતાં,
કંઇ પર્વત જ સર્પસમાં સરતાં,

ગિરિ એહવોં મૌક્તિકમાળ વહે,
ઘન તે રમતો કરમાંહિં ગ્રહે.
ગિરિરાજ અને ઘનરાજતણો
અહિં ખેલ અલૌકિક આજ બન્યો;
ગિરિવૃન્દ અહો ! ઘનરાજ અહો !
મુજને તમ ખેલ વિશે જ ગ્રહો !

---

## જગત્‌ના વિષનો ઉતાર.

ઉગોર.

જો ! જો ! પેલીઁ પર્વતમાળ
ધરતી તરુજટાની જાળ !
હેનાં શિખર એ ગમ્ભીર
ભેટીને ઊભાં શાં ધીર !

મસ્તક એહનાં જો પ્રૌઢ
ઘનધુમ્મસપટે છે ગૂઢ,
ઊંચે લોક કાંઇ અગમ્ય
ત્હેમાં વાસ કરતાં રમ્ય.

અદ્‌ભુત એક ગૂઢ પ્રદેશ-
કેરા લાવતો સંદેશ,
જો ! આ ધોધ જળનો આમ
હસતો ઊતરે અભિરામ;

# પર્વતમંડળ અને મેઘમંડળ.

નભમંડળ ઘુમ્મટઘેર રચ્યો,
ઘનરાજ અહિં રસભેર મચ્યો,
ગિરિનિર્ઝરમાં હસતો રમતો,
શિખરો પર મન્દગતિ ભમતો.

ગિરિરાજ અસંખ્ય અહિં ભળિયા,
ઘનના અનુકૂળ સખા મળિયા;
ધરી ધુમ્મસનું પટ પર્વતને
ગુંગળાવી હિયે ધરી મોદ મને;
પછી પર્વતના ઉરની ઉપરે
નવલું કંઇ વર્ષણનૃત્ય કરે,
વળી ઝર્મર ઝર્મર ગાન ઝીણું
કરતો ઘનરાજ મધુરું ઘણું.

પટ ગાઢું ગૂંથ્યું તરુવૃન્દતણું
ધરિયું ગિરિયે હરિયાવરણું;
સહુ તે પટનાં પડમાં પડતો
ઘન સર્વ સ્થળે જઈ ને અડતો.

ઝરણાં ઉજળાં જળ નીતરતાં,
કંઇ શ્વેત જ સર્પસમાં સરતાં,

# ભોરઘાટ ઊતરતાં, વર્ષા ઋતુમાં.

*ગરબી

આ અદ્‌ભુત ગિરિનો વ્યૂહ વૃષ્ટિમાં સ્નાન કરે,
શિખરો નભમાં સંતાઈ ધુમસપટ ગાઢું ધરે.
ગઢ રાજમાર્ગોનો મેઘઘટામાંહિં ઢૂંક્યો,
નવ દીસે ઊંચો દિવ્યભૂમિમાં શું ઊભો!
હેને તટથી જો! એક જોડું જળધોધતણું
ઊતરે શું જોડાજોડ! દીસે પ્રેમાળ ઘણું.
હસતું નિરખંતું નીચે બન્યું ઉત્કણ્ઠ કંઈ
ભેળવવા નિજ જળપૂર અટળ આશ્લેષ મહિં.
ગિરિ-ઉપર ધોધ અનેક બીજા ઊછળે જોરે,
લડતા મહિં મહિં તરહ્‌ગ જવા આગળ દોરે;
સુખ વર્તમાનમાં ગૂંથ્યા હાસ્ય ફેનિલ કરતા,
નવ ભૂતભાવિનો ભાર હૃદય ક્ષણભર ધરતા.
બાલિશ એ ઝરણસમૂહ થકી અળગો રહેતો,
ગિરિ-ઉદર મહિં ગમ્ભીર ગતિ ધારી વહેતો,
જળધોધ ત્હણે જો! ધીર રહ્યો શો સંતાઈ!
તજવા નિજ ઉચ્ચસ્થાન અનિચ્છા દીસે કાંઈ;
અજ્ઞાત નીચે જે ગર્ત ભાવિસમ ગૂઢ પડ્યો,
ત્ય્હાં પડવાને અચકાય, અનિશ્ચયચક્રે ચઢ્યો;

---

*'લલિતાસની આરસી સાહી જો મૈયું માંહિં'—એ ચાલ

ભેદી શિખર કેરું ઢન્ઢ
નાચંતો વહે સ્વચ્છન્દ,
વ્હેતો ગાન ગાતો જાય
સૂતો જો ! જલાશય માંહ્ય;

પાછો ઊઠી આગળ જાય,
શૈલશિલાપરે અથડાય;
રચતો ત્હાં ફુવારો રમ્ય,
રમતાં ફેરફૂદડી સદમ્ભ.

પેલું લીલું તૃણનું વૃન્દ,
ત્હાં શો રેલિયો આનન્દ !
નાચંતાં તૃણો ભરરંગ,
લ્હેરાવી લીલા સુતરઙ્ગ.

ભૂલી ભૂતભાવિવિચાર,
ઊભો હું અહિં આ વાર
નિરખું નયનથી સસ્તમ્ભ,
હૃદયે ધારતો પ્રતિબિમ્બ.

પડિયા જગતકર્દમ માંહિં
જન ઓ ! આવો ક્ષણભર આંહિં
ચાખો અમૃતબિન્દુ એક,
જગવિષ જાય ઊતરી છેક.

---

દીસે પ્રતિબિમ્બ એ મ્હારું,
હૃદય જ્યહાં રેલ્યું અન્ધારું,
અલૌકિક તે મહિં બૂડયો
ધીંકે અઙ્ગાર કંઇ ઊંડો.
ન દીઠાં કોઇયે બન્ને
બિમ્બ પ્રતિબિમ્બ પ્રચ્છન્ને.
ઘટા ઘેરી નિરખતાં આ
હૃદય કારમા ધ્વનિ થાતા.
ધ્વનિ થાતા વળી આંહિં
સરોવરશ્યામ-ઉરમાંહિં.
પડી સરમાંહિં ઘનછાયા,
ભાવ કારમા મહિં સમાયા.
બિહામણુ આ ઘનઘટાએ
સરોવરના હૃદયમાંહે,
હૃદયમાં વળી રેડી મ્હારા
ગભીરી ઘોર કંઇ ધારા.

પણ જો આનું આ સર કાવ્ય
કે'વું હસતું હતું રસાળ ?
રજનીસંગ રમતાં ચંદ,
સરવર નાચતું સ્વચ્છન્દ.

કંઇ મલિનફેન ધરીં અગ હસ્તિદન્તશું પીળું
શોકે ભરિયું જડ હાસ્ય કરંતો ગંભીરું. ૧૦
નવ ગણકારી એ ધોધ ગભીરો જળઝરણાં
નાચે કૂદે સ્વચ્છન્દ ખીજે સ્થળ જેહ ઘણાં. ૧૧
ત્હેને નિરખંતું ઊભું ગિરિતટ તરુટોળું
આશ્ચર્યભાવથી ભર્યું;—ભાવ હેનો ખોળું. ૧૨
નિરખે એ તરુની ભણી ઝરણગણ ઝણઝણતો;
ને ઊંચે મેઘસમૂહ નિરખતો એ પણ જો! ૧૩
અહિં ગૂઢ ભેદ કંઇ મિશ્ર થયા ગિરિમંડળમાં;
તે કોણ ઉકેલી સકે અન્ધ અવનીતળમાં? ૧૪
એ ગૂઢ ભેદ જો! ભણે ન્હણે ગિરિકન્દરમાં
ઘૂઘવતો ઘેરો પવન ગૂંથાયો તરુવરમાં! ૧૫

---

## ચેવતી.

ઘટા કાળી ઊંડી ઘનની
ઊભી પેલી તટ ગગનની;
માહંથી દીસે રુધિરરંગનું.
નીકળી આવ્યું શકલ ચંદનું.

અહો ! એ આ સરોવર આ,
રજનિચંદ ઉતરી જાતાં,
થયું ઘેરું મેઘશોકે;—
અવશ્યંભાવિ કો રોકે ? ૧૨
અને રોકે હૃદય કેમ આ
ધ્વનિ કારમા ઊંડા જે થતા !—
અહો ! પણ જો ! હ્હણે પેલી
ઉષા નિર્મળી આવી વ્હેલી; ૧૩
થઈ સ્નાનશુદ્ધ મલકાતી,
ધરી આછી સાડી કંઈ રાતી.—
સરોવર આ ઊઠયું હસતું,
પિરોજી રંગ જળ લસતું. ૧૪
ગઈ ડૂબી ઘટા ઘનની,
ડૂબી ઘેરી છાય જળની,
અને આ ઊંડા હૃદયમાંહિં
ગઈ શ્યામ છાય સંતાઈ. ૧૫

---

## ભોરઘાટ.

બહુ વેળ દીઠું ગિરિમંડળ આ,
સહુ વેળ દીઠાં રૂપ ન્હેં જુજવાં;
કદી રમ્ય હસ્યા, કદી ઘોર બન્યા,
કદી શાન્ત સૂતા, કદી ક્ષુબ્ધ ઘણા.

મૂક્યું નાચતું સર મધ્ય
પેલું નાવડું પછી સદ્ય,
માંહિં બેશી આપણ બેય,
પ્રિય! કંઇ સાંભરેછે તેહ ?

ત્હારા હૃદયમાં તે વેળ
કૌતુકમિશ્ર ભય શું મચેલ!
ને જો! ઓહ્ણે સરવરકણ્ઠ
ચંદા ચઢી અમ્બુતરઙ્ગ
વાંકીચૂંકી શી લ્હેરાય!
તટશું રંગ રમવા જાય;
તટને રજતચુમ્બન મન્દ
કરીને ન્હાશી જતી સ્વચ્છન્દ.

ને આ નાવડું સરી જાય,
ઝીણું ગાન જળ ત્ય્હાં ગાય;
ઝીણું નૃત્ય કર્યે તું નાવ!
ધરીને સરલ હર્ષ—સ્વભાવ.
તરતું નાવડું મકલાય,
તરતી ચાંદની જળમાંહ્ય,
ને પ્રિય! આપણાં પણ ત્ય્હાંય
તરતાં હૃદય ચાલ્યાં જાય.

કહીં શુષ્ક સૂનાં શિખરો ઉપરે
રવિરાજ સુવર્ણની વૃષ્ટિ કરે;
ગિરિમંડળ કાન્તિ અવર્ણ્ય ધરે,
રમણીયપણું વિરલું ઊભરે.

કંઇ રૂપ દીઠાં બહુ એહ પરે
ન દીઠાં તદપિ બહુ આ ય અરે!
નિરખું પણ એ કંઇ ભાવગળે,
વિણ બિમ્બ મને પ્રતિબિમ્બ પડે.

જનસૃષ્ટિ સુવે ઘનનિદ્ર બની,
ગિરિરાજ ! ત્હમે સઘળી રજની
રહીં જાગૃત ચાંદની માંહિં વસો,
નભતારકશું કરી વાત હસો.

સહુ પ્હેલી ઊઠે હસતી શી ઉષા !
રવિરાજની લાડકવાયી સ્વસ;
મૃદુ રંગ ગુલાબી વડે ચીતરે
ગિરિરાજ તણાં મુખ પ્રેમભરે

પછી વહ્નિભર્યો રવિગોળ કૂદે,
ઊંડી જ્યોતિનદી પ્રસરે જ બધે;
ગિરિરાજ ! ત્હમે કંઇ ભાવભર્યા
નિરખો સહુ એ વિરલી રચના.

અવલમ્બન વિના રહ્યું જે લટકી,—
લઈ શું લઇયે કરથી અડકી !--
ગિરિશૃઙ્ગની મધ્ય ખોણો ઉપરે
કંઈ અદ્ભુત ઇન્દ્રધનુષ્ય તરે !
અતિ ભવ્ય મહીધર એ ધનુને
શું રમાડી રહે ઉરની ઉપરે !
અહિં ભવ્ય વિશેષ રમણીય શમે;
રચના નિરખી મન તો વિરમે.

ઘનધુમ્મસમાંહિં લપાઈ કહીં
ગિરિયૂથ ડૂબે ઊંડી મૌનનદી;
ઝરણાંતણી અંગ વિભૂતિ ધરે,
ગિરિરાજ તપસ્વીસમા શું ઠરે !
કહીં મેઘજળે ઊંડું સ્નાન કરે,
ગિરિવૃન્દ અલૌકિક ધ્યાન ધરે,
શિખરો બિચ મેઘસમૂહ તરે,
હૃદયે પછી ભાવનદી ઊભરે.

તૃણભૂમિ અનેક લીલાવરણી
હસતી નિરખી હસતો તરણિ;
પશુવૃન્દનો તે કંઇ સાજ ધરે
ભરી જે વિવિધા વરણોથી ખરે.

વળી શૈલે પાછું ધુમસપટ ઢાંક્યું મુખપરે
વળી નીચે નાંખ્યું, રમત કંઇ હેવી બહુ કરે. ૨
વહી ચાલ્યું ધીરે ધુમસદળ ધોળું દૂધસમું,
ગિરિ સિન્ધુ વચ્ચે મદભર નિરાલમ્બ તરતું,
ઠર્યું અન્તે સિન્ધુપટ પર ઊંચે વ્યોમવચમાં,
રચી લાંબી લ્હોળી ઘનદળતણી વ્યૂહરચના. ૩
પછી સૂર્યે જાગી કનકપીંછીં સ્પર્શી જરી જરી,
અને વાંકીચૂંકી શિખરરચના ધમની કરી;
અને શૈલે શૈલે મૃદુમૃદુ ગુલાબી મુખ કર્યાં,
અને પૂર્યાં ઊંડા મુજ હૃદય એ રંગ મૃદુ ત્યહાં. ૪

---

## એક દિવ્ય બાલક.

" જો ! જો ! પેલાં ગિરિશિખરને વાદળે વીંટી લીધાં,
ને જાગંતાં રવિકિરણનો રંગ લૈ બન્દી કીધાં;
શૈલાગ્રે આ તિમિરકુહરેથી ઊઠેલું પ્રભાત
ઊભું જોતું કુતુકનયને સૃષ્ટિને પ્રેમ સાથ;
જોતું સિન્ધુ ઘુઘુ ઘુઘવતો ઓઢીને ધૂમવ્યૂહ,
ને જોતું એ લસલસી રહ્યા નાલિકેરીસમૂહ;
શૈલપ્રાન્તે ધુમસદળ જે પોઢિયું આખી રાત્ય,
તે આકાશે તરતું નિરખે આ ઊભેલું પ્રભાત.

કદી ગાઢ ભયંકર ગર્જનથી
ગગડે ઘન, વિદ્યુતતર્જનથી
ચમકાવી જ વંકીચૂંકી લીટિયે,
તિમિરે નભ શ્યામળું વીંટી લિયે; ૧૨
અતિ ભવ્ય ભયંકર ખેલ વિશે
ગિરિરાજ ! ત્હમે રમતા જ રસે.—
અતિ અદ્ભુત હેવી અનેક છબિ
હૃદયે મુજ ભાવવડે જ લખી. ૧૩
જુજવાં રૂપ આસ બધાં વિલસે;
તદપિ સહુમાં કંઇ એક વસે
ઊંડું સત્વ અગમ્ય સુભવ્ય ખરે,
ગૂંથી જે સહુ રૂપ જ એક કરે. ૧૪

---

## તરતું ધુમ્મસ.

હજી સૂર્યે શૃઙ્ગે કનકકષરેખા નથી કષી,
અને જો આ શૈલે ધુમસપટ નાંખી દીધું હશી,
અને ઊંચી ડોકે નિરખી રહિયો જો ઉદધિને,
જગાડયો જેણે એ ઊંડું ઊંડું દઈ ગાન ચરણે.
ન દીસે એ સિન્ધુ, ધુમસદળમાંહિં ડૂબી ગયો,
રહ્યો ગાજે ઘેરું, શ્રવણ કરતો તે ગિરિ રહ્યો.

વળી શૈલે પાછું ધુમસપટ ઢાંક્યું મુખપરે
વળો નીચે નાંખ્યું, રમત કંઇ હેવી બહુ કરે. ૨
વહી ચાલ્યું ધીરે ધુમસદળ ધોળું હૂંધસનું,
ગિરિ સિન્ધુ વચ્ચે મદભર નિરાલમ્બ તરતું,
ઠર્યું અન્તે સિન્ધુપટ પર ઊંચે વ્યોમવચમાં,
રચી લાંબી લ્હોળી ઘનદળતણી વ્યૂહરચના. ૩
પછી સૂર્યે જાગી કનકપીંછી સ્પર્શી જરી જરી,
અને વાંકીચૂંકી શિખરરચના ધમની કરી;
અને શૈલે શૈલે મૃદુમૃદુ ગુલાબી મુખ કર્યા,
અને પૂર્યા ઊંડા મુજ હૃદય એ રંગ મૃદુ લ્હાં. ૪

---

# એક દિવ્ય બાલક.

મંદાક્રાન્તા જો ! જો ! પેલાં ગિરિશિખરને વાદળે વીંટી લીધાં,
ને જાગંતાં રવિકિરણનો રંગ લૈ બન્દી કીધાં;
શૈલાગ્રે આ તિમિરકુહરેથી ઊઠેલું પ્રભાત
ઊભું જોતું કુતુકનયને સૃષ્ટિને પ્રેમ સાથ;
જોતું સિન્ધુ ઘુઘુ ઘુઘવતો ઓઢીને ધૂમવ્યૂહ,
ને જોતું એ લસલસી રહ્યા નાલિકેરીસમૂહ;
શૈલપ્રાન્તે ધુમસદળ જે પોઢિયું આખી રાત્ય,
તે આકાશે તરતું નિરખે આ ઊભેલું પ્રભાત.

ઉપજાતિ

પ્રભાત આ દિવ્ય જ બાળ ભાસે,
ઊભું ઊંચે પ્રેમ અને ઉલાસે;
ઉત્સાહની ઊર્મિ બધે પસારે,
તરઙ્ગમાં ને ઘનવૃક્ષભારે.
ગમ્ભીર ભીનાં ઘનવૃન્દયોગે,
ને ભૂખરાં ધુમ્મસ થોકથોકે,
ગમ્ભીર કાંઈ મુખકાન્તિ ભાસે,
તથાપિ આ બાળ રમે સુહાસે.

ઇન્દ્રવજ્રા

આ મર્ત્યભૂમિ ભરી દુઃખભારે,
ને દિવ્ય બીજી રહી પેલી પારે,
એ ભૂમિયુગ્મે કરતું નિવાસ,
છે હેવું એ બાળક દિવ્યહાસ.

ઉપજાતિ

આ ભૂમિમાં એ કરી ડોકિયાં જો !
નિહાળતું, ખેલતું, આવતાં જો !
લીલી ધરા ને વળ સિન્ધુસંગે
રમે હસંતું ક્ષણવાર રંગે.
શૈલપ્રદેશે છીંચ્યું લંગરીને,
મૂકી છૂટું ધુમ્મસ તે ફરીને,
તરંતું મૂકી નભમાર્ગમાં તે,
ઊડી ગયું દિવ્ય જ બાળ અન્તે.

હા ! કરીં રહું ચિરસ્નાન દિવ્ય આળની સાથ હું,—
એ મ્હોટી મુજ આશ કોણ કરે પરિપૂર્ણ આ !    ૮

---

## વદાય.

વસન્તતિલકા હા ! આવિયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્તકેરીં ચિરશાન્તિ હરીજ લેતો,
ચાલી હવે સખિ ! તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર સ્હેશે ?
સન્ધ્યા સલૂણી થઈ લુપ્ત સુષુપ્ત થાએ,
તોને રસે તદપિ રંગ રૂડા ગયા એ,
આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તો એ ભમી શ્રવણમાં ધ્વનિ:સ્પન્દ જામે;
ખીલી હસે કુસુમ તે કરમાય જ્યહારે,
તો એ સુગન્ધ મનમાં કરીં વાસ ન્હાલે;
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદા એ.
થાજો પ્રયાણ સુખરૂપ તુને સખી ઓ !
નિદ્રા મીઠી જ વસજો મૃદુલોચને જો !
સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધૂરાં
એ નીંદરે રમીં રહો સુખ હોઈ પૂરાં.

મ્હારી ઊંડી હૃદયને મથતી વ્યથા જે
ગમ્ભીર શોકસરિતાપૂર માંહિ ગાજે,–
હા ! ત્હેવી તુજ સુકુમાર હૃદે કદી એ
માં ! રેલશો અસહ શોકતણી નદી એ.

દેઈ વદાય સખિ ! આટલું યાચતો હું,–
થાઉં વિલુપ્ત ભવચિત્રપટેથી જો હું,–
કર્ણે પડે ખબર એ તુજ કોઈ કાળે,
બે આંસુડાં મધુર નેનથકી તું ઢાળે.

## એક બાળકીના મરણ વિશે.

*દેશી દિવ્ય લોકની કોકિલા બાળકી ! તું આંહિં
આવી જીવન ઉપવન વિશે, ઝટ ઊડી ગઈ ક્યાંહિં? દિવ્ય૦
ધનગિરિમાળ સુવર્ણની જે'માં ત્હારો નિવાસ,
ઊતરી આવી તું ત્યહાં થકી મન્દભાગ્યની પાસ. દિવ્ય. ૨
નવ જાણ્યો મન્દબુદ્ધિ મ્હેં ત્હારો અમૃતાધિકાર,
તે થકી શું તું રિસાઈ ને ચાલી ગઈ નિજ દ્વાર? દિવ્ય. ૩
અથવા ઘડી ઘડી સાંભરી ભૂમિ ઉજ્વલ ત્હારી,
કરવા નિરંતર ગાન ત્યહાં ચાલી કોયલ મ્હારી ? દિવ્ય. ૪
લોક લવે–મુજ કોકિલા ! ક્ષુદ્ર પંખીડું હતું,
શી હાનિ? શોક શો? એ જતાં; છો ને નિદ્રામાં સૂતું. દિવ્ય. ૫

પણ મુજ હૃદકુઞ્જમાં ઊંડી વશી ગાયાં ત્હેં ગાન;
જે શ્રવણે પરી મ્હેં પીધાં કાંઇ અમૃતનાં પાન; દિવ્ય. ૬
એ ઉપકાર ઓ કોકિલા! કેમ વીસરે આ વાર?
એહ સ્મરી નવ ઢાળું શું ઝીણાં આંસુ બે ચાર? દિવ્ય. ૭
અમરભૂમિને આંગણે દિવ્ય ગાન ગવાય,
સુણીને તે તુજ મુખપરે મીઠું સ્મિત લ્હેરાય; દિવ્ય. ૮
તે સ્મિતપાન કરી કરી દિવ્યભૂમિ મ્હેં ઝાંખી,-
એ ઉપકાર ઓ બાળકી! સ્મરણે રહ્હેશ હું રાખી. દિવ્ય. ૯
હાવાં દિવ્ય મુજ કોકિલા જાતાં ઊડી એકાએક
કેમ નયનમાં ના સ્ફુરે અમૃતાશ્રુની રેખ? દિવ્ય. ૧૦
અંધારા આ હૃદકુઞ્જમાં ધ્વનિ દિવ્ય ગભીર
ઉજ્જ્વલ તુજ ગાનના હું તો ભાવે ધારીશ ધીર.
દિવ્ય લોકની કોકિલા!

---

## કુસુમમાળાની ભેટ.

તોટક. ફૂલડાં ગૂંથતાં મુજને નિરખી,
હઇડે તું રહી હરખી હરખી;
મુજ સંગ રસે ફૂલગન્ધ ગ્રહી,
અદકું દીધ સૌરભ પુષ્પમહિં.
પ્રિય! તે તુજ કણ્ઠ સમર્પી રહું
ફૂલમાળ, અને ગ્રહું તે કર હું;

તુજ કણ્ઠ અને મુજ હસ્ત વિશે
પડી માળ મુને શોં હસંતી દીસે !
ગૂંથી માળ અનુપમ દિવ્ય ફૂલે
મુજને તુજને દૃઢ બાંધી બળે,
મૃદુ બન્ધન એહ સુગન્ધભર્યું
ચિરકાળ રહો સ્થિર ઠામ ઠર્યું.

---

## ઉપહારનો સ્વીકાર.

તોટક.

ચિરકાળવિયોગતપી ભૂમિને
નવલો ઘન પ્રેમભીનો ચૂમીને
ઉપજાવી રહે મૃદુ ગન્ધ સ્હરો,
ઊછળે તહિં તો સુખનો ઊભરો;
રસ એહ સુગન્ધતણો ધરતું
મોંઘું પાઠવતી પ્રિય ! અત્તર તું,
હઇડે મુજ તે સુખગન્ધ પૂરે,
અહિં એકલડું રહ્યું જેહ ઝુરે.
પ્રતિગન્ધ હું શો અરપું તુજને,—
તુજને ઘટતો ઘટતો મુજને ?
મુજ પ્રેમસુગન્ધનું અત્તર હું
અરપી તુજને સુખમત્ત રહું.

# નવા વર્ષને દિવસે.

તોટક

મૂક્યું જીવનસ્રોત વિશે તરતું,
ચઢી હર્ષ થકી સખિ ! જે પર તું,
દૃઢ પ્રેમનું નાવડું આપણું એ,
કંઇ દિવ્ય સુવર્ણ થકી બન્યું જે.
ઊગતું નવું વર્ષ જ આજ રૂડું
કરતું દૃઢ નાવડું એ અધિકું,
કંઇ કીલક આજ નવીન ઘણો
જડી દિવ્ય અમૂલ્ય સુવર્ણતણો.
ક્ષણવાર સખી ! રહિયે નિરખી
દીધું પાછળ જીવન-વ્હેણ મૂકી;
કંઇ દૂર પડ્યા ખડકો જ દીસે,
કંઇ જીવનનું જળ રમ્ય હસે.
ખડકે ખડકે શું બચાવી લીધું
ધરી કૌશલ વ્હેં સખિ ! નાવ મીઠું !
ચૂમ્યું ચાંદનિયે જળ જ્યાંહિં હસે,
નચવ્યું તહિં નાવડું વ્હેં શું રસે !
તટકુણ્ટકના વ્રણ કાંઇ પડ્યા,
જળમાં થકી મૌક્તિક કાંઇ જડ્યાં;—
સખિ ! આપણ બે સ્થિરભાવ ધરી
ચલવ્યું દૃઢનાવડું આજ લગી.

તુજ કણ્ઠ અને મુજ હસ્ત વિશે
પડી માળ મુને શી હસંતી દીસે !
ગૂંથી માળ અનુપમ દિવ્ય ફૂલે
મુજને તુજને દૃઢ બાંધી બળે,
મૃદુ બન્ધન એહ સુગન્ધભર્યું
ચિરકાળ રહો સ્થિર ઠામ ઠર્યું.

---

## ઉપહારનો સ્વીકાર.

તોટક.

ચિરકાળવિયોગતપી ભૂમિને
નવલો ઘન પ્રેમભીનો ચૂમીને
ઉપજાવી રહે મૃદુ ગન્ધ સ્હરો,
ઉછળે તહિં તો સુખનો ઊભરો;
રસ એહ સુગન્ધતણો ધરતું
મોકું પાઠવતી પ્રિય ! અત્તર તું,
હઇડે મુજ તે સુખગન્ધ પૂરે,
અહિં એકલડું રહ્યું જેહ ઝુરે.
પ્રતિગન્ધ હું શો અરપું તુજને,—
તુજને ઘટતો ઘટતો મુજને ?
મુજ પ્રેમસુગન્ધનું અત્તર હું
અરપી તુજને સુખમત્ત રહું.

## નવા વર્ષને દિવસે.

મૂક્યું જીવનસ્રોત વિશે તરતું,
ચઢીં હર્ષ થકી સખિ ! જે પર તું,
દૃઢ પ્રેમનું નાવડું આપણું એ,
કંઇ દિવ્ય સુવર્ણ થકી બન્યું જે.
ઊગતું નવું વર્ષ જ આજ રૂડું
કરતું દૃઢ નાવડું એ અધિકું,
કંઇ કીલક આજ નવીન ઘણા
જડીં દિવ્ય અમૂલ્ય સુવર્ણતણા.
ક્ષણવાર સખી ! રહિયે નિરખી
દીધું પાછળ જીવન-વ્હેણ મૂકી;
કંઇ દૂર પડ્યા ખડકો જ દીસે,
કંઇ જીવનનું જળ રમ્ય હસે.
ખડકે ખડકે શું બચાવીં લીધું
ધરીં કૌશલ ત્હેં સખિ ! નાવ મીઠું !
ચૂમ્યું ચાંદનિયે જળ જ્યાંહિં હસે,
નચવ્યું તહિં નાવડું ત્હેં શું રસે !
તટકુણ્ટકના વણ કાંઇ પડ્યા,
જળમાં થકીં મૌક્તિક કાંઇ જડ્યાં;—
સખિ ! આપણ બે સ્થિરભાવ ધરી
ચલવ્યું દૃઢનાવડું આજ લગી.

પ્રિય ! ચાલ્ય પ્રયાણ હવે કરિયે,
કંઇ આગળ સ્રોત વિશે સરિયે;
નિરખે ઉપકણ્ઠ શું દૂર રૂડા,
ચિરકાળ હસંત જ જેહ પડ્યા ?
ચલવી સખિ ! નાવડું ત્યાંહિં જશું;
નડશો નવ મારગ વિઘ્ન કશું;
નડશે કદી તો તુજ કૌશલથી
પ્રિય ! નાવ બચાવીશું જો ! જલદી.
અનુકૂલ સમીરણ શાન્ત વહો,
નભ નિર્મળ હાસ કરંત રહો;
રહી એમ જ નાવની ઉપર તું
મૂક્ય જીવનસ્રોત વિશે સરતું.

---

## પુષ્પનો ઉપહાર.

*ગરબી. સૂંજ્યાં ફૂલડાં મધુરાં રે મધુર લલનાકાજે,
નવ પુરુષને એ તો રે સુન્દરીને એ છાજે.
તો મધુરી ઓ લલના રે ! લિયે આ સ્વીકારી
ગુચ્છ ભરિયો સુગન્ધિ રે તુજશોં કળિયે ભારી. ૨
મુજ હૃદયસુગન્ધે રે કુસુમગન્ધ એહ ભર્યાં,
અણુસોલા એ ગુચ્છે રે ભક્તિરંગ દિવ્ય પૂર્યાં. ૩

---

* શાખ સારૂજ દેછે રે કે વહુજી રૂડો ઢંગે—એ ચાલ.

તો તું લે ને સ્વીકારી રે સમર્પ્યો તવ ચરણે,
નવ તરછોડ્ય વ્હાલી રે પડયો એ તુજ શરણે.
તુજ હૃદયસુગન્ધશું રે મુજ સુગન્ધ મિશ્ર કરી,
એકતાનતા વ્યાપો રે રહો સુખ દિવ્ય ઠરી.

જાશે ફૂલડાં સુકાઈ રે, સુગન્ધ ઊડી જાશે,
ભાસે એ તો ભ્રાન્તિ રે, સુગન્ધ ન કહીં ન્હાસે.
દીસે લુપ્ત થયેલો રે તદપિ એ જીવંત વસે,
દિવ્ય ધામ અનન્તે રે, સુજને ન એહ દીસે.
એ પ્રેમ જ મ્હારો રે કદી લુપ્ત જો ભાસે,
નવ ડૂબ્યો તું ગણતી રે ઉપરના આભાસે;
એહ પ્રેમસુગન્ધ જ રે અનન્તપણે ડૂબ્યો,
ચિરકાળ હસંત જ રે દિવ્યધામમાં ઊભો.

---

## નવીન રજની.

ગરબી* ઊઠયો દાનનો ઘેરો આજ નભને દમતો રે,
અને રજની શૃઙ્ગારસાજ સજી મનગમતો રે
કે'વી રમતી ધરી આનન્દ અંગે અંગે રે !
ગૂંથી કેશવિશે અર્ધચંદ્ર હસતી ઉમંગે રે.
થઈ સ્નાનશુદ્ધ સેધરજથી કે'વી સોહે રે !
કાંઇ શૃઙ્ગાર સુન્દર સજતી મનડું મોહે રે;

---

* 'અમદાવાદ નામે આજ શહેર છે સારું રે'— ચાલ.

આછી તારાટપકી વેરી ચમકચમકતી રે
હેવો ભૂરો સાળૂ રુપેરી પ્હેરી લટકથી રે. ૪
આજ રજની ! અધિક રમણીય મુજને તું લાગે રે,
હાવી દીઠી નહિં કમનીય કદી મ્હેં આગે રે. ૫
દીર્ઘ વિરહ પછી કો જેમ યુવતી આવે રે,
ઉછળાવતી અદકો પ્રેમ પ્રિયમન ભાવે રે; ૬
હેવી રમણીયતર જો આજે રજની! તું દીપે રે,
સાદી સુન્દરતામાં વિરાજે સ્વર્ગસમીપે રે. ૭
મન્દ મધુર અનિલ-ઉચ્છ્વાસ રજનિમુખકેરો રે
રેલે આનન્દરસ ચોપાસ કાંઇ અનેરો રે. ૮
કૃત્ય તિમિરસહોદર ઘોર જગસુખ હણતાં રે
તુજ આગે તજી નિજજોર ઉજ્જવલ બનતાં રે. ૯
ક્રૂર સાવજ સરિખા શોર કરતા ભાવો રે,
મુજ હૃદયવિશે ક્ષોભ ઘોર જેંણે મચાવ્યો રે, ૧૦
તેહ સર્વે તુજ એક હાસે, રજનિ! આ રૂપાળી રે,
થયા લુપ્ત હવે જો! ભાસે, અહો દિવ્ય બાળી રે! ૧૧

---

## અલૌકિક રજની.

*ગરબી. શી સૂતી શાન્ત જો! આજ અલૌકિક આ રજની !
ઉર-ક્ષોભ હરે સહસા જ અલૌકિક આ રજની.

રજનિશ્રવણમાં મન્દસમીરણ વાત કરે કંઇ છાની રે
રસભર આવી, તે નિરખી રહી ચંદ્રા છાનીમાની.
અલૌકિક આ રજની ! ૧

ગૂઢ વાત એ રજનિહૃદયમાં કોરી રાખી ઊંડી રે,
મુજ હૃદયે પણ ધ્વનિ ત્હેના કંઇ થાતા જાતા બૂડી.
અલૌકિક આ રજની ! ૨

મન્દ હસંતુ પડયું સરવરજળ ત્હેમાં પૂરી આજે રે
ગૂઢ વાત એ પ્રેમભરે કંઇ રમ્ય ગભીરી ગાજે
અલૌકિક આ રજની. ૩

એહ ગૂઢ કંઇ વાર્તા કળવા જો ! આ તારકવૃન્દ રે
સરવરહૃદયે ઊંડું પેહું ભેદી તિમિર અનન્ત.
અલૌકિક આ રજની ! ૪

તટતરુમાંહિં લપાઈ અનિલ કંઇ કલરવ કરતો ધીર રે
તારકજડિતસરોવરહૃદયે પ્રેરે ધ્વનિ ગમ્ભીર,
અલૌકિક આ રજની ! ૫

ઓ રજની ! તુજ હૃદયવિશે મુજ હૃદય તણો લય થાજો રે;
આ સરવરજળમાં તારક બની જીવન મુજ સહુ જાજો,
અલૌકિક ઓ રજની ! ૬

## દિવ્યગાયકગણ.

*દેશી. રમણીય આજ પ્રભાત આ સિન્ધુતટ શું સુહાય !
નિરખતાં વાંત જો ! શો ઊંડો દિવ્ય રોમાઞ્ચ થાય !
રમણીય૦ ૧

ગમ્ભીર આનન્દગાનમાં ડોલે સિન્ધુ અનન્ત,
ત્હેને નિરખતો ભાવથી પેલો રૂપેરી ચંદ.
રમણીય૦ ૨

ચન્દ્રબિમ્બથી નીકળ્યો ધોધ રજતનો કાંઇ
પ્રતિબિમ્બચન્દ્રશું જઈ મળ્યો ઊંડા સિન્ધુની માંહિં;
રમણીય૦ ૩

પ્રતિબિમ્બચન્દ્રથી ઊછળ્યો પૂર્ણજ્યોતિપ્રવાહ
એ ધોધમાં ભળીને ગયો નભચન્દ્રની માંહ્ય;
રમણીય૦ ૪

ધૂમકેતુ કો અપૂર્વ શું ભૂલીને નિજ પંથ
આ સૂર્યમાળામાં પેશિયો ચાલી ગગન અનન્ત; ૫
ને આ ઉદધિમાં બોળતો તેજોમય પુચ્છભાર,
હેવી ઉભયચન્દ્રજ્યોતિની દીસે ઘટના આ ઠાર.
રમણીય૦ ૬

આમ ઉભય "જ્યોતે જ્યોતથી સ્તમ્ભ પ્રગટ્યો" અનુપ;
હેમાં ઊંડો રસભેદ છે, ઊંડું પ્રેમસ્વરૂપ;
રમણીય૦ ૭

---

* 'પઢો રે પોપટ રાજા રામના સતી સીતા પઢાવે'—એ ચાલ

સિન્ધુમન્દિરે વશી હસે ચંદા, તે નિજરૂપ
દેખી વ્યોમચન્દ્રહૃદયમાં ઉભર્યો પ્રેમનો કૂપ;
રમણીય૦

સિન્ધુસ્થ ચંદાના આત્મશું બનવા એકાકાર
રેડ્યું વ્હેણ અન્તરાત્મનું ચન્દ્રે નભથી જે વાર,
રમણીય૦

જલથકી ચંદાએ તે ક્ષણે દેઈને પ્રતિવ્હેણ
અન્તરાત્મ ઉભરાવિયો;—એજ તાત્વિક પ્રેમ.
રમણીય૦

આ પ્રેમતન્ત્ર નિહાળતા કાંઇ વિસ્મયભરિયા
ગિરિવર જો અર્ધચક્રમાં સ્તબ્ધ બનીને ઠરિયા.
રમણીય૦

ન્તતિલકા ગાઢાં અરણ્યતરુ એ ગિરિવ્યૂહ પીઠે
સૂતાં જ સ્વપ્ન રમણીય વિશે અતીશે,
ત્હેને જગાડી મૃદુ ગાન સમીર ગાતો
પ્રાચી થકી ઊતરી સિન્ધુ વિશે જ ન્હાતો.
ત્હેને કુતૂહલ થકી નિરખી રહેલી
લાજે ગુલાબી ધરી ગાલ ઉષા શી પેલી
ઊંચી થઈ ચરણ-અંગુલિયે જ ઊભી,
ને ચન્દ્રને નિરખી લાજ વિશે જ ડૂબી.
આ દિવ્યમંડળી નિહાળી નિહાળી હું તો
ઊંચે ઊડી ગગનમાં જઈ કાંઈ ઊભો;

# દિવ્યગાયકગણ.

*દેશી. રમણીય આજ પ્રભાત આ સિન્ધુતટ શું સુહાય !
નિરખતાં વાંત જો ! શો ઊંડો દિવ્ય રોમાઞ્ચ થાય !
રમણીય૦ ૧

ગમ્ભીર આનન્દગાનમાં ડોલે સિન્ધુ અનન્ત,
ત્હેને નિરખતો ભાવથી પેલો રૂપેરી ચંદ.
રમણીય૦ ૨

ચન્દ્રબિમ્બથી નીકળ્યો ધોધ રજતનો કાંઇ
પ્રતિબિમ્બચન્દ્રશું જઈ મળ્યો ઊંડા સિન્ધુની માંહિ;
રમણીય૦ ૩

પ્રતિબિમ્બચન્દ્રથી ઊછળ્યો પૂર્ણજ્યોતિપ્રવાહ
એ ધોધમાં ભળીને ગયો નભચન્દ્રની માંહ્ય;
રમણીય૦ ૪

ધૂમકેતુ કો અપૂર્વ શું ભૂલીને નિજ પંથ
આ સૂર્યમાળામાં પેશિયો ચાલી ગગન અનન્ત; ૫
ને આ ઉદધિમાં ઓળતો તેજોમય પુચ્છભાર,
હેવી ઉભયચન્દ્રજ્યોતિની દીસે ઘટના આ ઠાર.
રમણીય૦ ૬

આમ ઉભય "જ્યોતે જ્યોતથી સ્તમ્ભ પ્રગટ્યો" અનુપ;
હેમાં ઊંડો રસભેદ છે, ઊંડું પ્રેમસ્વરૂપ;
રમણીય૦ ૭

---

* 'પઢો રે પોપટ રાજા રામના સતી સીતા પઢાવે'—એ ચાલ

સિન્ધુમન્દિરે વશી હસે ચંદા, તે નિજરૂપ
દેખીં વ્યોમચન્દ્રહૃદયમાં ઉભર્યો પ્રેમનો કૂપ;
રમણીય૦

સિન્ધુસ્થ ચંદાના આત્મશું બનવા એકાકાર
રેડ્યું વ્હેણ અન્તરાત્મનું ચન્દ્રે નભથી જે વાર,
રમણીય૦

જલધર્કીં ચંદાએ તે ક્ષણે દેઈને પ્રતિવ્હેણ
અન્તરાત્મ ઉભરાવિયો;—એજ તાત્ત્વિક પ્રેમ.
રમણીય૦

આ પ્રેમતન્ત્ર નિહાળતા કાંઇ વિસ્મયભરિયા
ગિરિવર જો અર્ધચક્રમાં સ્તબ્ધ બનીને ઠરિયા.
રમણીય૦

વસન્તતિલકા ગાઢાં અરણ્યતરુ એ ગિરિવ્યૂહ પીઠે
સૂતાં જ સ્વપ્ન રમણીય વિશે અતીશે,
ત્હેને જગાડીં મૃદુ ગાન સમીર ગાતો
પ્રાચી થકી ઊતરીં સિન્ધુ વિશે જ ન્હાતો.
ત્હેને કુતૂહલ થકી નિરખી રહેલી
લાજે ગુલાબીં ધરીં ગાલ ઉષા શીં પેલી
ઊંચી થઈ ચરણ-અંગુલિયે જ ઊભી,
ને ચન્દ્રને નિરખીં લાજ વિશે જ ડૂબી.
આ દિવ્યમંડળીં નિહાળીં નિહાળીં હું તો
ઊંચે ઊડી ગગનમાં જઈ કાંઈ ઊભો;

20735

ને ત્ય્હાં અપૂર્વ સહસા સુણિયું મધુરું
સંગીતગર્જન ગભીર વળી જ પૂરું. ૧૪

*ગરબી " આવો બધાં દિવ્યબાળ ! અમરભૂમિ–આંગણે આવો.
ગાઓ સંગીત રસાળ ભવ્યને મધુરું ગાઓ.
આવો० ૧૫/૧

સાખી પ્રકૃતિદેવીનાં બાળ સહુ આપણ મળિયાં આજ
પરમ પુરુષના રૂપની કાંઇ ઝાંખી કરવા કાજ
દિવ્ય ઝાંખી જ્યોતિ અનુપની. ૧૫/૨

સિન્ધુ—

ઉપજાતિ-વસન્ત-તિલકા.
'તારાગણોને મુજ ચાળમાંહિં
પરોવી અંધાર વિશેજ કાંઇ,
ગાજું કરી: નૃત્ય પ્રચણ્ડગાને,—
સેવું હું તો પરમ પૂરુષ એ વિધાને. ૧૬/૧
આકાશમાં કજ્જલશ્યામ મેઘ
ચીરી કુદે વિદ્યુત જ્ય્હાં અનેક,
તે વેળ ઝૂઝું ઘનવીજસંગે,—
સેવું હું તો પરમ પૂરુષ એ પ્રસંગે. ૧૬/૨
ને શાન્ત સન્ધ્યા હૃદયે સુવાડી,
અને ઉષાને હસતી જગાડી,
મીઠું ધીરું ગાન જ ગર્જું જ્ય્હારે,
સેવું રસે પરમ પૂરુષને હું ત્ય્હારે. ૧૬/૩
ને ચન્દ્રિકા સાથ ઊંડી નિશાયે
અનન્ત વેરી સ્મિત પૂર્ણ પ્રીતે,

*'લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો'—એ ચાલ.

તરઙ્ગ શૃઙ્ગારું સુદીપદાને,—
સેવું હું તો પરમ પૂરુપ એ વિધાને.

સાખી સેવું પરમ પુરુષને, અનુભવું અવિરત પ્રેમ,
તોય હજી નવ થઈ મુને ઝાંખી એહની ક્ષણભર કેમ
દિવ્ય ઝાંખી જ્યોતિ ગહનની.

ચન્દ્ર—

‘અણુગણુતારાગણુભર્યું ઘૂમું ગગન અનન્ત,
ને મુજ કુમ્ભથી રેડીને રસું આનન્દરસથી દિગન્ત,
અમી ઝરતા આનન્દે;
મર્ત્યલોકના કલહ ને દ્વેષ મોહ અંધાર
ફેડી નાંખી ક્ષણમહિં રેલું શાન્તિતણી ધીરી ધાર,
શાન્તિની દિવ્ય સરિતની;
અમીદીપ લઈ કર વિશે કરું નૃત્ય અવિરામ;—
સેવું પરમ પુરુષને પૂર્ણ પ્રેમથકી હું આમ.
અમર એ આદિપુરુષને.
એહ પુરુષનું પ્રેરિયું અમી મુજ રગ રગ આજ
વેગે કંઇ ઉછળી રહ્યું હેની ઝાંખી થવાને કાજ,
ભવ્ય ઝાંખી જ્યોતિ અતુલની.

ઉષા—

*ગઝલ. “સનાતન યૌવને રાતી હસું આનન્દ હું લ્હાતી;—
*સાખી. આનન્દકુસુમ વીણતી દિવ્ય ઉપવનની માંહિં,
ને કુસુમો એ વેરતી મર્ત્યલોકમાં કાંઇં;

---

* ‘બુલબુલ’ ની ચાલની ગઝલ-સાખીઓ.

ગઝલ. ઉરમ વેરી મનુજલોકે સુખસુગન્ધો ભરું થોકે;
કૃતિ એ ઉદારને યોગે મધુર ગાન હું રહું ગાતી;
સનાતન૦ ૨૬

સાખી. મુજ પ્રિય રવિના ઉરમહિં દિનભર રહું લપાઈ,
સન્ધ્યારૂપ ધરી ફરી સુઉં ઉદધિની માંહિં;

ગઝલ. સૂતી રવિનાથની સંગે ઊઠું વ્હેલી કંઇ ઉમંગે,
ગગનનું આંગણું રંગે પૂરું હું કાંઇ મલકાતી;
સનાતન૦ ૨૭

સાખી. મૂળ સેવું પરમ પુરુષ જે નિશદિન હું આ પેર,
ગરબીની. કરવા ઝાંખી તેતણી આવી આજ હું તો રસભેર,
ઝાંખી એ જ્યોતિ મધુરની. ૨૮

( સિન્ધુ—ચન્દ્ર—ઉષા—ત્રણે )—
પ્રકૃતિ માતનાં બાળ ઓ ! આવો સત્વર આજ,
ટોળે મળીને ભાવથી ગાન અનુપમ ગાવા કાજ,
સ્તુતિગાન પરમ પુરુષનાં. ૨૯

ધૂમકેતુ ! બ્રહ્માણ્ડમાં ભમતા થોભો આજ;
તારાગણ ઓ ચમકતા ! અને ઝગમગતા રવિરાજ !
સ્તુતિગાન ઘેરું મચાવો.
આવો બધાં દિવ્ય બાળ !” ૩૦

ઉપેન્દ્રવજ્રા. બધાંય એ દિવ્યજનો મળીને
અપૂર્વ સંગીત જ મેળવાને
મહાન ગીતધ્વનિ જે મચાવે
અખણ્ડ બ્રહ્માણ્ડ જ તે ગજાવે.

સુરો મધુરા મહિં ભવ્ય પૂરા
ભળે, અને જો ! ધ્વનિ થાય ઊંડા !
અસંખ્ય આ ગાયકવૃન્દમાંહિ
સુયોગ તૂટે સુરનો ન કાંઇ.

( સિન્ધુ–ચન્દ્ર–ઉષા–તથા રવિ–તારાગણ–ધૂમકેતુ
અદૃશ્ય રહેલાના અવાજ;—બધાં સાથે ).

*ગરબી. "દિવ્યગણોનાં ગાન ઊંડાં આકાશે ગાજે;
ગાજે સનાતન તાન, સુણે મર્ત્ય કો ધન્ય આજે.
દિવ્યગણોનાં ગાન૦

સાખી. અનન્ત કલ્પો વહી ગયા ગાતાં હમને આમ;
મર્ત્યલોકવાસીતણી દીઠી ઘૂમતી દશા અવિરામ,
દશા ઊંચી નીચી ઘૂમતી.
દિવ્યગણોનાં૦

આશા, ભય, વળી હર્ષ ને શોક, ગાઢ પરિતાપ,
એ ભાવતણા ચક્રમાં ઘૂમતા મર્ત્ય દીઠા છે અમાપ,
ભાવના સબળ વમળમાં.
દિવ્યગણોનાં૦

ઉપન્યા, લય પામ્યા, અને પ્રગટ્યા ગયા બ્રહ્માંડ
અસંખ્ય ગોળા સૃષ્ટિના:—તોય ગાન ન વિરમ્યું કાંઇ,
સનાતન ગાન હમારું.
દિવ્યગણોનાં૦

---

* 'લોચનમનનો રે કે ઝગડો લોચનમનનો'—એ ચાલ.

કાળચક્ર ઘૂમતું ફરે મદભર અવિરત જેહ,
મ્હોટી ફાળો મારતું દીસે હમને શિશુસમ તેહ
સનાતન ગાયકગણને.
દિવ્યગણોનાં૦ ૩૭/૫

દેવી અનન્તતાતણો પલ્લવ સાહીઁ વિશાળ
નૃત્ય કરંતાં રસથકી હમે રહિયે બધાં દિવ્ય બાળ
સનાતન ગાનો ગજવતાં.
દિવ્યગણોનાં૦ ૩૮/૬

પણ જે પ્રેરે ગાન એ પરમ પુરુષ મહાન,
હેની પદરજ આગળે હમે સર્વ ખરે અણુમાન;
અકળ એ આદિ પુરુષ છે. ૩૯/૭

પ્રકૃતિમાત દીધું વચન એ-ઝાંખી કરાવા કાજ;
માટે મળિયાં આપણે, વળી ધન્ય કો મનુજને આજ
જ્યોતિ ઝળહળ એ દાખવવા. ૪૦/૮

અનુષ્ટુપ વિરમ્યું ભવ્ય સંગીત;–ધીમે ધીમે ઢળી જતો
ઝણૂઝણે ધ્વનિ હેનો જો ! મૂર્છામાં પીગળી જતો. ૪૧
ઊંડી વ્યોમગુહામાંહિં પડઘા મધુરો પડી
ગમ્ભીરતા વળી ધારે દિવ્ય એ ગાનની ઝડી. ૪૨

ઉપજાતિ અને ઉપ-ઇન્દ્રવજ્રા.
અને પછી વ્યોમની પેલી પાર
અપૂર્વગીતધ્વનિના પુકાર
ગાજી રહ્યા ગમ્ભીર ને મધુરા,
અવર્ણ્ય જેના સ્વર ઉચ્ચ પૂરા.

અસંખ્ય ભેળા જળઘોઘ આવે
અને મહા ગાન હશી મચાવે;
બ્રહ્માણ્ડના સર્વ સમીર ભેળા
મળી ગજાવે રવ એકવેળા; ૪૪

અનન્ત સિન્ધુ મળી ઘૂમી ગાજે;
સુમન્દ્રઘોષે ઘન સર્વ વાજે;—
બધાં ભળે આમ મહાન ગાન,
ન તોય એ આ ધ્વનિની સમાન. ૪૫

દોહરા. પ્રકૃતિબાળના ગાનથી શતગુણ આ ગર્જીત
વ્યોમપારથી ઊપન્યો ધ્વનિ રેલ્યો જ દિગન્ત. ૪૬
તદપિ મધુરતા અવનવી હેમાં વસે અપાર;—
જો! આ સહસા શો થયો અપૂર્વ સાક્ષાત્કાર! ૪૭

વસન્તતિલકા. જો! વ્યોમગોળ સહસા ચળકંત ભૂરો
ફાટ્યો વિશાળ જ, અને મહિંથી મધુરો
તેજ:પ્રવાહ વહિયો લહરી જ લેતો,—
મીઠી નદી અમીતણી નિકળી જ એ તો;

જે'વી મનોરમ રમે કહીં સિન્ધુપૂરે
જ્યોત્સ્ના અપૂર્વ લસતી કંઈ રંગ ભૂરે,
હેવી વહી સરિત આ અમીની અમોલી,
જે'ના તરઙ્ગ કંઇં મન્દ રહ્યાછ ડોલી.

ને આ અલૌકિક સુવર્ણની નાવપંક્તિ
જાતી સરી સરિતમાં કંઇ વેગવંતી;
પ્રત્યેક નાવ મહિં દિવ્ય સ્વરૂપ ધારી
બેઠાં હસે અમર,—કો નર, કોઇ નારી;—૫૦

ઉત્કૃષ્ટ સાધુજન માનવભૂમિમાંહિં
ચાલી ગયા ચરિતસૌરભ વેરી કાંઈ,
ઉદ્ધારતા મનુજ પામરને સુબોધે;
ને જે મહર્ષિજન તત્ત્વ અનાદિ સોધે; ૫૧

ને માનવીહૃદયને કંઇ ઠારનારા
સંદેશ દિવ્ય વહતી કલગાનધારા
રેડી સૂકા ભવરણે કુસુમો ખીલાવ્યાં,
હેવા અનેક કવિકોકિલ ધન્ય આવ્યા; ૫૨

ને મર્ત્યજીવનની ગુપ્ત વિનમ્ર વીથી
જેણે ઉદાર ગુણથી ઝળકાવી દીધી,
હેવાં અનેક કંઇ રત્ન અમોલ રંક
પામ્યાં ઊંચું પદ મહાન જ સાધુ સંગ;— ૫૩

હેવાં બધાં સુજન દિવ્યગણે ગણાતાં
તેજસ્વિ નાવ ચઢી આમ સલીલ જાતાં;
ને એહ દિવ્યગણમાં પ્રિયપૂજ્ય દીઠાં,
દીઠાં વળી પ્રિયજનો કંઇ પ્રેમમીઠાં.

મૌતિ. જો! સહસા આ ફાટ્યું અપૂર્વને ભવ્ય શાન્ત તેજતણું,
તદપિ નયન ઝંખવતું બ્રહ્માણ્ડ જ્વલંત, જેહ દૂર ઘણું. ૫૫

ઉપ—જાતિ અને મહિંથી કંઇ ભાનુ કોટિ

વસન્તતિલકા. ઝંખાવતી હતો જ પ્રચણ્ડ જ્યોતિ
તથાપિ ઊંડી કંઇ શાન્તિ ધારી,
જો ! આમ આ ઝળહળ્યો શું અગાધ ભારી ! ૫૬

એ જ્યોતિના પૂર અગાધ માંહિ
અનન્ત બ્રહ્માણ્ડ ડૂબ્યાં જ કાંઇ;
ડૂબ્યા બધા દિવ્ય ગણો તરંત,
ડૂબી વળી અસીંતણી નહીં વેગવંત. ૫૭

પ્રચણ્ડ એ જ્યોતિ અખંડ વ્હેતો
વિશાળ આ વિશ્વ વિલોપી હતો;
ના જ્યોતિથી ભિન્ન દીસે જ કાંઇ,—
આ પેર જો! પ્રકૃતિ ડૂબી પુરુષ માંહિ. ૫૮

---

## વાટ્ય જોતી.

વસન્તતિલકા. સૂતો, રવિ જલધિમાંહિં લપાઈ રાતો,
ને શૈલની મુખછબિ પલટાઈ આતો;
ઊંચે અસંખ્ય વનરાજિ વિરાજી રહેતી
આછું લીલું કંઈ અલૌકિક તેજ લેતી.

એ તેજ કેરૉં વદને કંઇ છાય ધારી,
ને આત્મકાન્તિતણી છાય બધે પસારી,
જો ! સિન્ધુકણ્ઠ ઊભી સુન્દરી કોણ પેલી
એકાકિની ઊંડી વિચાર વિશે ડૂબેલી ? ૨

આ અર્ધચક્ર બનીને ઊભું શૈલવૃન્દ,
ને નાલિકેરીતણું ઉભું તળે જ ઝુંડ,—
સન્ધ્યામુખેથી ઝરતી અમીકાન્તિ પીતાં
શૈલોતરુ રમણીએ જ દીઠાં ન દીઠાં. ૩

એ સુન્દરીહૃદયની ઊંડી ઊંડી છાય
આ દૃશ્યમાંહિ પ્રતિબિમ્બિત કાંઇ થાય,
ત્હેને ન લેખતી ઊભી લલના વિચારે,
ને દૃષ્ટિ દૂર, કંઇ દૂર, ઝીણી જ નાંખે. ૪

ધોળા તરઙ્ગ તટશૈલતળે નચાવે
ને ગાય વાળુતટ ગાન જ ઊંડું ભાવે
સિન્ધુ અસીમ પડિયો ધરી ઊંડું ધ્યાન
ઉદ્બોધતો ધ્વનિ ગભીર અનન્તતાના, ૫

તે સિન્ધુઘોષ સુણતી, ન સુણંતી, બાલા
ઊભી નિરીખતી અદૃશ્ય કંઇ રસાલા;
હેને નિહાળી રહી સ્નેહથી શુક્રતારા,
તે જોતી, જોતી નહિં, ભાવનિમગ્ન બાલા

જોતી જ એક દિશ એ અનિમેષ નેને,
ઉત્કણ્ઠ એક સુણવા પદઘોષ પ્રેમે;
હાથે કરે ધડકતું ઉર ગૂઢ ભાવે,—
"હા ! કેમ આંહિં હજી પ્રાણસખા ન આવે ?"

## ઉન્નત પ્રયાણ.

ગગન કોરે ગિરિ ઘેરા,
મુનિવ્રત ધારતા પેલા;
ઝીણા ઘનધૂમપટકેરી
જવનિકાએ લીધા ઘેરી;
અને વચ્ચે દીસે પેલાં
ઊંચાં તરુઝુંડ ઊભેલાં;
દીસે ઝાંખાં ધુમસગોટે,
દીસે અધિકાં ઊંચાં જો તે !
ન હાલે પાંદડાં નામે,
રહ્યાં સ્થિર નિશ્ચળાં હાસે.
દીસે તરુવૃન્દ એ મ્હોટું
શકે ભૂતકાંતણું ટોળું !
અલૌકિક આ બની રચના
બની અતુલા હૃદયમથના;
અકથ ભાવો હિયે પ્રેરી,
હૃદયવૃત્તિ રેલતી અનેરી.

---

આહા પૂરી ખીલી ચંદ્ર'—એ ચાલ.

ઊડું સહસા! ઊંચે આ ક્ષણે;
હૃદય મુજ ભાવિગાનો સુણે; ૯
અને એ ગાનમાંહિં ઝીણું,
ગૂંથાયું ગાન બીજું સુણું; ૧૦
મધુર પ્રેમે ઘડયું ગાન જે
સખી ! આપણાં હૃદય ગૂંથતે. ૧૧
અલૌકિક આ ગિરિરચના
નિરખી ઊછળે વિચારો ઘણા;— ૧૨
ન દીઠા કો મનુજબાળે
દિવ્ય લોકો કદી કાળે, ૧૩
ઊડી સહસા હૃદય મુજ તે
અલૌકિક લોકમાંહિં વસે. ૧૪
વળી સહસા હૃદય જો ! પડે,
મૂકયાં પ્રિય પૂંઠળે ત્ય્હાં અડે. ૧૫
લઉં ખેંચી સહુ પ્રિયને,
અને ઊડું ફરી ગગને; ૧૬
સુણું ને સુણાવું સહુ પ્રિયને
મધુરગાન પેલું જે ગણગણે.' ૧૭
અહા ! વાઞ્છા હૃદય ધરતું,—
સુણું ગાન એ નિરન્તર હું.

# સૂકા વેરાનમાં કોયલ.

*રાગ મહાડ આ વેરાન વિશે આ વેળ શો
મીઠો ટુહૂટૂહુકાર ?
તપી સૂકી વનભૂમિ બધી, મહિં એક લીલું કુંજાગાર;
ઊડી બેઠી મહિં એકલી પેલી કોયલ અમૃતની ધાર
રેડે રેલી મીઠો ટૂહુકાર.

રેલાઈ રેલ અમીતણી એ ફેલી વેરાનમોઝાર;
તપ્ત શિલાતૃણ શૈલનાં બન્યાં શીતળ જોતાં વાર;
આ શો મીઠો ટુહૂટૂહુકાર !

સૃષ્ટિ બધી અમીપૂરથી ભરી, ખાલી નહિં તલભાર,
તો કેમ આ ક્ષણ પેસે નહિં, જો, ભેદી આ હૃદયદ્વાર
હાવો મીઠો ટુહૂટૂહુકાર ?

અવિરત અમૃતની ધાર આ મ્હેં પીધી અણગણવાર;
ધરાઈ જઈ એહ રેલથી જડ હૃદય બન્યું શું આવાર ?
પીએ ન મીઠો ટુહૂટૂહુકાર.

દિવ્ય ગાન તુજ કોકિલા ઓ ! સંતૃપ્તિ કેમ તે ઠાર ?
સંતૃપ્તિ લૌકિક વસ્તુમાં; અને નિશ્ચે અલૌકિક સાર
ત્હારો દિવ્ય ટુહૂટૂહુકાર.

---

* 'મ્હારી સૂમાં ત્હારે કારણે મેવાડો રે મલીર '—એ ચાલ.

તો હું માગું આજ કોકિલા! તુજ દિવ્ય પ્રભાવ અપાર;
તન્મય કર્યે તુજ સત્ત્વસંગે મ્હારું જડ હૃદય આ વાર,
પ્રેરી દિવ્ય ટુહૂટૂહુકાર; ૬
જેથી એ લીલું કુઞ્જ બની રૂહે સૂકા ભવરાન મોઝાર,
કવિતકોકિલા માંહિં વશી રેલે અવિરત ને સુખકાર
તુજશો મધુર ટુહૂટૂહુકાર. ૭

---

# અજ શિશુ.

ઉધોર.

પેલું બકરીકેરું બાળ,
વિખૂટું માડીથી આ કાળ,
ઊભું ઉચ્ચ ગિરિને શૃઙ્ગ,
કોઇ નાહિં હેની સંગ.

ઊજળું બરફસમ સોહાય,
પાછળ શિલા શ્યામ જણાય;
કરતું કરુણરવ કંઇ મન્દ,
વિસરી સહજ નિજ આનન્દ.

પડઘા થાય ગિરિની માંહ્ય,
સુણી તે ભૂલ્ય માંહિ ભમાય;
જાણે બોલી મોરી માય,
દેખે નહિં, અધિક અકળાય

કરતું અધિક ઊંચો નાદ,
ધરતું માડીકેરી યાદ;
ચોગમ બાળ જોતું જાય,
વાંકી ધવળ ડોક સુહાય.
નીચે ગાઢ ઝાડી ઘોર,
માંહિં સાવજોનો શોર;
સુણીને બાળ શું ગભરાય!
ક્યહાંથી માડીસોડ્ય લપાય?
“ ધીરજ ધર્ય તું, વ્હાલા બાળ!
આ હું આવુંછું તત્કાળ.”
બોલી એમ ર્હેં તે વેળ,
ટેકરી ટોચપર જઈ સ્હેલ,
લીધું ગોદમાં અજબાળ,
ચુમ્બન કીધલાં દસ વાર;
ઊતરી કઠણ પર્વતવાટ
મૂક્યું બાળ જ્યહાં હતી સાત;
લાગ્યું ધાવવા તત્કાળ
મ્હારું મીઠું અજનું બાળ;
ને જો! નદીમાં અજશાવ
ધાવે માતને ધરી ભાવ!

આ ગરબીમાં 'બે,' 'મી,' 'વે' વગેરે દીર્ઘ સ્વરો ઉપર વળી દીર્ઘતાનાં ચેહ્ન મૂકવાનું કારણ એ કે એ બધા પ્લુત સ્વર છે.

શ્લો. $\frac{31}{1}$ ચરણ ૪. વનદેવીને ઘેર પધાર્યા તેથી મન્દિર અમીરસથી :ર્યું કહેછે.

પૃ. ૩૭. શ્લો. $\frac{33}{3}$ ચરણ—૧. છેડીને—તંબૂરો વગેરે તારનાં વાદ્યના ારને આંગળીથી હલાવવું ( વગાડવા માટે ) ત્હેને ' છેડવું ' કહેવાયછે.

શ્લો. $\frac{33}{3}$, $\frac{34}{4}$—વનદેવી તે સંગીતની આધદેવી કલ્પીછે; અને ંગીતને મનુષ્યના હૃદયભાવ જોડે સંબન્ધ ઊંડો છે. માટે વનદેવીની વીણામાં ્નુષ્યહૃદયના હર્ષશોક રેડાઈ પાછા ધ્વનિરૂપે નીકળતા કહ્યાછે. મનુષ્યના ૃદયના સર્વ જાત્યના ભાવ, હર્ષ અને શોક, એ બે મુખ્ય વર્ગમાં આણી ાકાયછે; માટે બે જ વિભાગ બસ છે. ઉત્સાહપર ( પ્રવૃત્તિપર ) સર્વ ાાવ હર્ષના વર્ગમાં, અને વિરક્તિપર ( નિવૃત્તિપર ) સર્વ ભાવ શોકના ર્ગમાં આવી જશે.

સંગીતમાં જે સુર શ્રવણે પડેછે તે બધા મનુષ્યના હર્ષશોકનું જ આ સંગીતદેવીની વીણામાં થઈને થયેલું ) રૂપાન્તર, મૂર્તરૂપ, છે. અને ાા વનદેવીની વીણાના સુર તે તો મનુષ્ય સાંભળી સકતા નથી; પણ ાર્ત્યલોકમાં જે માનવગાન બધું છે તે એ વીણાના જ સુર મર્ત્યલોકમાં હોંચીને બનેલુંછે. એટલે સૂધી ખ્હોચતાં પ્હોંચતાં એ સુર-મૂળ ુર-ઝાંખા બની ગયેલા હોયછે, એટલો ફરક. અને માટે જ એ માનવ- ાનનું આખર ઊંડે દૂર જતાં મૂળ વનદેવીની વીણાના સુરમાં જ છે, પણ કોઇ વિરલાઓને જ જડેછે. આમ કાંઇક કલ્પના છે.

શ્લો. $\frac{3}{5}$૫. ઉષા તે આ લોકમાં પ્રત્યક્ષ દેખાયછે તેથી આ લોકની ; તેમ જ આખર અમૂર્ત ભાવના જ છે અને ક્ષણવારમાં અદૃશ્ય થઈ ્નારી ઉષા દિવ્યલોકનું જ ભાન કરાવનારી છે તેથી દિવ્યલોકની છે;

ચરણ ૩. 'બોલી'—હેનો કર્તા 'આકાશવાણી' છે.

**વિધવાબાલાશ્રમની પાસે.**–પૃ. ૪૨.

પૃ. ૪૭. શ્લો. ૩૦. વિધવાઓનાં બાળકો ગુપ્ત રીતે એક આશ્રમમાં મૂકી દેવા માટે હેવી ગોઠવણ જોયેલી છે કે બ્હારથી જ ભીંત્યમાં પેટી (વખારો) ખશેડી દેતાંની સાથે પેટી જોડે સંબન્ધ કરેલો ઘંટ અંદર મકાનમાં વાગે એટલે રક્ષક આવીને તરત બાળકને લઈ જાય; અને બ્હાર આવેલી વિધવા દેખાય પણ નહિં.

**ઠગાયલી વિધવા અને હેનું માંદું બાળક**—પૃ. ૪૭.

પૃ. ૪૯. શ્લો. ૧૭. ચરણ ૪. સાધ્વસ=ભય.

પૃ. ૫૧. શ્લો. ૨૬–૨૭. **મદ્ર**દેશના રાજાની કુંવરી **સા**વિત્રીને યમરાજે મુવેલો પતિ **સ**ત્યવાન્ પાછો જીવતો કરીને આપ્યો હતો એ આખ્યાન સુપ્રસિદ્ધ છે.

**મા**દ્રી=**મદ્ર**રાજની પુત્રી; **સા**વિત્રી.

**સા**વિત્રીને તો મુવેલો પાછો આપ્યો હતો; અને આ વિધવાની માગણી તો જીવતી બાળકીના બદલામાં પોતાને **મો**તને આપવાની છે. તેથી **મા**દ્રી કરતાં આ સ્હેલી માગણી કહી છે.

**બે સ્વપ્ન દર્શન.**–પૃ. ૫૨.

આ મનુષ્યનું જીવન અનેક દુઃખથી ભરેલું છે; પરંતુ અન્તે સુખમય પરકાળમાં જીવન છે જ; તેમ જ એ પરજીવનની પ્રાપ્તિનો માર્ગ આ જીવનની કસોટીઓમાં થઈને જ છે; એ કસોટીઓનો કોઇ પણ પ્રકારે ત્યાગ થઈને એકદમ સુખમય પરજીવનમાં જઈ સકાવાનું જ નહિં; અને હેમાં જ વાસ્તવિક સત્ય અને હિત છે; એ કસોટીઓમાંથી પાર ઉતરવા માટે [illegible] અને **શાન્તિ** એ બે મુખ્ય સાધન છે; દુઃખમય સંસારથી ત્રાસીને [illegible]હાસવાથી કાંઇ જવાવાનું જ નથી; એ સંસારના અંગારથી તપ્ત થયા [illegible]તાં **શ્રદ્ધા** અને **શાન્તિ**નું સેવન કરી ખરા ધર્મમાર્ગને સ્વીકાર્યાથી [illegible]ાવી આનન્દ અને સુખની સત્ય આશાનો ઝળકાટ અહિંથી જોઈ સકાશે. [illegible]ા સર્વ સત્યોનું નિદર્શન કરવાનો પ્રયત્ન આ કાવ્યમાં છે. બે જુદાં જુદાં

સ્વપ્નમાં દર્શન દીઠાં; એકમાં ખોટો પણ બ્હારથી લોભક ઉપાય બતાવનાર છેતરનારો દિવ્ય ( દિવ્યાભાસી ) પુરુષ આવીને છેતરનારો ઉપદેશ કરેછે: બીજામાં સત્ય ઉપાય બતાવનાર સાચો દિવ્યપુરુષ ( angel ) સત્ય ઉપદેશ કરેછે;—આમ કલ્પનાનું સ્વરૂપ છે.

પૃ. પર. શ્લો. ચરણ ર. મધ્યરજની–અહિં સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે. મધ્યરાત્રિયે.

ચરણ ૩, ચરણ ૪. 'ચાલિયો, 'પેઠો ';-કર્તા (અધ્યાકૃત જેવો) 'હું'છે.

શ્લો. ૪ ચરણ ર. ધરતાં હાતુંકર્મ 'શોર' છે.

ચરણ ૩. ભેદી–હેનું કર્મ ' તરુઘટાઓ ' છે. ' ચાલિયો'–કર્તા ' હું ' ( અધ્યાહૃત જેવો ) છે.

ચરણ ૪. સુણતો—કર્તા ' હું '–ઉપર પ્રમાણે. પડછંદ=(પ્રતિચ્છંદ) પડઘા. પ્રાથમિક અર્થ—પ્રતિબિમ્બ.

પૃ. પ૩. શ્લો. પૂર્વાર્ધ–શ્યામશરીર ( કાળા શરીરવાળા ) તિમિરે નભગુહા લીંપી ( લીપાઈ ) હતી.

શ્લો ૭. આકાશ અને સિન્ધુને એકઠાં ગૂંથીને અંધારું બંનેને એકાકાર કરી નાંખતું હતું, અને એ બેમાં તારારૂપી અંગારા બધે વેરતું હતું ( સિન્ધુમાં તારાનાં પ્રતિબિમ્બરૂપે ).

શ્લો. ૮. ચરણ ર. 'ઘેરિયો'—( અધ્યાહૃત જેવો ) 'હું' ઘેરાયો.

પૃ. પ૪. શ્લો. ૧૩. વીણા ( બીન ) નાં તુંબડાં તો કડવાં જ હતાં, પણ હેને ચન્દ્રિકાના લેપથી ઢાંકી દઈને જાણે બીજા કોઇ અદ્ભુત પદાર્થનાં છે એમ કર્યું હતું; એ આ દૂતનું કપટમય સ્વરૂપ છે.

તન્ત્રી=તાર ( વીણાના ).

શ્લો. ૧પ. ચરણ ૧. નિર્વેદ=નિરાશામિશ્ર શોક.

શ્લો. ૧૬. ઉત્તરાર્ધ. "સ્વરમૌક્તિક વરસાવતો."—

રા ભીમરાવકૃત ' પૃથુરાજરાસા 'ના પ્રથમ સર્ગમાંના નારદની વીણાને કરેલા અપૂર્વ અને રમણીય ઉદ્બોધનમાંની

'કો વાર ભાવ ધરી નાચતી મોતી વેરે'

એ પંક્તિનો સંસ્કાર આ કેકાણુના રૂપકમાં છે.

પૃ. ૫૫. શ્લો. ૨૫ ઉત્તરાર્ધ. આનન્દસિન્ધુ—આનન્દસિન્ધુમાં. સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે.

પૃ. ૫૬. શ્લોક. ૩૨. ચરણ ૧. ગાનસૌરભધારી=ગાન અને સૌરભ ધારણ કરનાર. ( ગાન અંદરથી આવતું; અને દિવ્યકુસમસુગન્ધ; જે બંને ઉપરના બે શ્લોકોમાં કહ્યાંછે તે ).

પૃ. ૫૭. શ્લો. ૩૭ પૂર્વાર્ધ.-ગર્જનાને અને ધોપણાને (બંનેને) ભેળીને. 'અને' અધ્યાહૃત જેવો છે. પવનનો અને પોતાનો નાદ બંને એકઠા કરીને.

પ્રમત્ત=અતિશય મત્ત ( જોકે સામાન્ય અર્થ તો 'ગાફલ' એમ થાયછે. )

પૃ. ૬૧. શ્લો. ૫૭. ઉત્તરાર્ધ. એ માળાની વચ્ચે શુક્રનો તારો હતો તે દૂતના તેજસ્વી કપાળમાં પડેલા પોતાના પ્રતિબિમ્બને ચુમ્બતો હતો.

શ્લો. ૫૯. ઉત્તરાર્ધ. ધૂમકેતુરૂપી વિમાનને ધૂમકેતુનું પૂંછડું તે જ ચામરરૂપ શણગાર હતો.

પૃ. ૬૨. શ્લો. ૬૪ ચરણ ૪. અવસાન=અવસાને; અન્તે. (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે ).

પેલાપ્રથમ આવેલા ખોટા દૂતની શ્લો. ૨૪, ૨૫ માં કહેલી દલીલોનો ઉત્તર શ્લો. ૬૨ ૬૪, ૬૫ માં છે; અને શ્લો. ૨૬ માંની દલીલનો ઉત્તર પૃ. ૬૩. શ્લો. ૬૭ માં છે.

પૃ. ૬૩. શ્લો. ૬૮ બીનું લૂગડું પાથર્યાથી અંગારા હોલાઈ જાય; તેમ **શ્રદ્ધાશાન્તિ**ના ધ્વજપટથી ભવ-અંગાર હોલાઈ જાય.

પૃ. ૬૪ શ્લો. ૭૬ ચરણ ૨. જગતસુન્દરી—અર્થાત્-ઉષા.

**મત્સ્યગન્ધા અને શાન્તનુ.—પૃ. ૬૫.**

મત્સ્યગન્ધાનું આખ્યાન મહાભારતમાંનું સુપ્રસિદ્ધ છે. વાર્તાનો માત્ર ઉપયોગ કરી આ કાવ્યમાં યોગ્ય લાગતો ફેરફાર કર્યોછે.

પ્રખ્યાત ચિત્રકાર રાજા રવિવર્માનું આ વિષયનું સુન્દર ચિત્ર વડોદરામાં લક્ષ્મીવિલાસ મહેલમાં જોયેલું તે ઉપરથી આ કાવ્યની પ્રેરણા થઈ હતી.

ગરબી.—ગરબીની આ ચાલ વિશે 'દિવ્ય સુન્દરીઓનો ગરબો' એ કાવ્યમાંની વનદેવીની ગરબી ( પૃ. ૩૬ ) ઉપરની ટીકા જુવો.

અહિં પણ 'ઞઁ,' 'રૢ' 'નૢ' 'ઞૢ' વગેરે ઉપરનાં ચિહ્ન પ્લુતસ્વર જણાવેછે.

પૃ ૬૬ શ્લો. ૮ ચરણ ૪. રાજા એકદમ અણધાર્યો આવી ચઢ્યો તે જોઈને ગાતી ગાતી તદ્દન બંધ ના રહી પણ અરધું મનમાં અરધું બ્હાર એમ ગાન ગણગણતી રહી; માટે 'ગુંજતી' કહ્યુંછે. ગુંજતી ગુંજતી રહીને ગાતે થોભી.

શ્લો ૯. ચરણ ૨. મૃદુ ગાલમાં.—એ માછીની છોકરીના મૃદુ ગાલમાં.

શ્લો. ૧૦. ચરણ ૩. કર્તવ્યવશ—હોડીમાં આ કિનારેથી પેલે કિનારે ઉતારૂઓને લઈ જવાનું હેનું કામ જ હતું માટે કર્તવ્યવશ.

પૃ. ૬૬–૬૭. શ્લો. ૧૨-૧૪ એ મત્સ્યગન્ધાએ ગાયેલી પ્રારમ્ભની ગરબી ( પૃ. ૬૫ શ્લો. ૧-૩ ) ના રૂપકને અનુલક્ષીને ઉત્તરરૂપ કાંઇક છે. શ્લો. ૧૨ તે શ્લો. ૩ નો, શ્લો. ૧૩ તે શ્લો. ૨ નો, અને શ્લો. ૧૪ તે શ્લો. ૧ નો એમ ઉત્તરરૂપ છે.

પૃ ૬૮ શ્લો. ૨૧ ચરણ ૩. અતન્દ્રિતા=અનિદ્ર, જાગૃત.

ચરણ ૪. સ્મરસખી=સ્મર (=કામદેવ) ની સખી. મદનનું ઉદ્દીપન કરનારી.

પૃ. ૬૯. શ્લો. ૨૬. ચરણ ૪. કુતૂહલ=નવાઈ; આશ્ચર્ય; કેવું હશે ? શું હશે ? એ જાણવાની ઇચ્છાની વૃત્તિવાળું આશ્ચર્ય.

શ્લો. ૨૭. ગાલ સુન્દરીનો; અધર શાન્તનુનો. ગાલને અધર અડકતા અડકતાંમાં સુન્દરીએ અપૂર્વ આનન્દાનુભવથી અને સંમતિ હોવાથી સ્મિત કર્યું.

**ઉત્તરા અને અભિમન્યુ**–પૃ. ૬૯.

આ કથા મહાભારતમાં છે અને અત્યન્ત સુપ્રસિદ્ધ છે. નવીન લગ્ન થયેલો **અભિમન્યુ** યુદ્ધમાં જાયછે અને ઉત્તરા હેને રોકેછે, પછી યુદ્ધમાં એ પડેછે, એ માત્ર કથામાંથી લીધેલું છે. બાકી ઉત્તરાનું સ્વપ્ન અને બધો સંવાદ કલ્પી કાઢેલાં જ છે.

શ્લો. ૧. ચરણ ૪. નવોઢા=નવી પરણેલી યુવતી.

પૃ. ૭૦. શ્લો. ૫. ચરણ ૩. પક્ષ્મોમાં=પાંપણોમાં.

ચરણ ૪. નવાં—લગ્ન પછી પ્હેલવ્હેલાં જ આ આંસુ પાડ્યાં, ( પ્રસંગ જ પ્રથમ ), તેથી, તેમ જ,–નવવધૂના નવા નવા પ્રેમને લીધે એ પ્રથમ આંસુમાં મોહની શક્તિ પણ અપૂર્વ નવીન તેથી પણ–નવાં આંસુ.

શ્લો. ૮ તથા ૯ યુગ્મક છે. ' સુકુમાર જુગલ કપોતકેરું ' એમ સંબન્ધ છે.

પૃ. ૭૧. શ્લો. ૧૧. ચરણ ૩. જિવ્હા=જીભ; અગ્નિની જ્વાળા; ભડકાની શિખા.

પૃ. ૭૩. શ્લો. ૨૧ ચરણ ૩. અસિ=તરવાર.

**રમણીયતાજનિત શોક**.–પૃ. ૭૩.

આનન્દ અને શોકનાં ઝરણનાં મૂળ મનુષ્યના હૃદયમાં પાસે પાસે છે એમ જ્ઞાતાઓનું કહેવું છે. આનન્દ અને શોક બંનેની પરિસીમામાં આંસુ જ પડેછે એ હેનું એક સૂચક ચિહ્ન છે. અત્યન્ત ટાઢ્ય અને અત્યન્ત ગરમી જેનાં પરિણામ એકસરખાં જ કહેવાયછે. આ કાવ્યમાં

સુન્દર સરોવર જોયાથી આનન્દ થતાં વાંત શોક—એ આનન્દથી જ ઉત્પન્ન થયેલો—ત્હેનું સ્વરૂપ તથા નિદાન ( મૂળ, કારણ ) બતાવવાનો પ્રયત્ન છે.

પૃ. ૭૪. શ્લોક. ૫. અત્યન્ત સ્થિર રહેલાં ઝાડ જાણે દિવ્યભૂમિ જુવેછે; જે દિવ્યભૂમિ જળમાં પડેલા પ્રતિબિમ્બજગત્‌ની પણ પેલી પાર રહેલીછે. જળમાં ધ્યાનસ્થ જોઈ રહેલાં ઝાડ આમ ઊંડાં ઊંડાં પટ ખોલી દિવ્યભૂમિનું દર્શન કરેછે.

શ્લો. ૭ પૂર્વાર્ધ. 'શું' અને 'કાં' એ પુનરુક્ત નથી. શું=કે'વા. (કે'વા ઊંડા); અર્થાત્, અતિશય (ઊંડા).

**શુક્તારા**—પૃ. ૭૫.

આ કાવ્યનું ફલિતતત્ત્વ છેલ્લા (૧૦ તથા ૧૧ મા) શ્લોકમાં બતાવ્યુંછે.

શ્લો. ૧–૨. સન્ધ્યાકાળના આકાશમાંથી ધીરે ધીરે પ્રગટ થતી શુક્તારાને સુરસરોવરમાં ન્હાતી ઉર્વશીની ઉપમા આપીછે. બાકીનો ઉપમાનવાક્યનો અંશ–પુરૂરવે ઉર્વશી ને ગુમાવી, પછી ગાંડો થઈ બધે સોધી વળ્યો, વગેરે—ઉપમેયવાક્યમાં પ્રતિરૂપ પામતો નથી; એ માત્ર પૂર્વ સંસ્કાર આણી ઉપરંજકજ થાયછે.

ઋગ્વેદ V–80–5 સરખાવો:—

**एषा शुभ्रा न तन्वो विदाना ऊर्ध्वेव स्नाती दृशये नो अस्थात् ।**

અર્થ:—" એ (ઉષા) પોતે સ્નાન કરીને પાણીમાંથી નીકળતી સુન્દરીની પેઠે પોતાનું શરીર પ્રગટ કરેછે.

પુરૂરવ અને ઉર્વશીની કથાનું દૂરમાં દૂર મૂળ ઋગ્વેદમાંની ઉષાની રમણીય કલ્પનામાં છે. પુરૂરવસ્ રાજા અને ઉર્વશી અપ્સરા તે સૂર્ય અને ઉષા એ પ્રકૃતિનાં સ્વરૂપ જ છે. પછી શતપથ બ્રાહ્મણ, વિષ્ણુપુરાણ, હરિવંશ વગેરેમાં ભિન્ન ભિન્ન રૂપાન્તર પામીને એ કથા ગવાઈ છે. (ઓખા–

ઉષા—અને **અનિરુદ્ધની** કથાનું મૂળ પણ એ જ છે). એ કથાનું એક રૂપ નીચે પ્રમાણે છે:—

ઉર્વશી નામની અપ્સરા અને પુરૂરવસ્ રાજા એકબીજાને મોહી ગયાં, અને ઉર્વશીએ કેટલીક શરતો કરીને પુરૂરવ જોડે રહેવાનું કબૂલ કર્યું; ઉર્વશીનાં ત્રણ ઘેટાં છોકરાં જેવાં વ્હાલાં હતાં તે હમેશાં ઉર્વશીના પલંગે બાંધી રાખવાં અને કોઇને લઈ જવા દેવાં નહિં. ઉર્વશીને ખાવાને માત્ર ઘી જ આપવું; અને કદી પણ પુરૂરવે ઉર્વશીની દૃષ્ટિયે નગ્નાવસ્થામાં ન પડવું;—આ ત્રણ શરતો હતી. અંતે સ્વર્ગમાંના દેવ ઉર્વશીને પાછી સ્વર્ગમાં આણવાને ઉત્સુક થયા; તેથી એક રાત્રે ગન્ધર્વલોકોએ ઉર્વશીનાં ઘેટાં ચોરી લીધાં. ઉર્વશીની બૂમોને લીધે પુરૂરવ નગ્ન છતાં પણ તલવાર લઈને દોડયો. આ વખતે ગન્ધર્વોએ એક જબરો વીજળીનો ઝબકારો પ્રગટ કર્યો, એટલે ઉર્વશીએ પુરૂરવને નગ્ન દીઠો. તુરત ઉર્વશી અદૃશ્ય થઈ ગઈ. પુરૂરવ ગાંડો બની ઉર્વશીને સોધતો ભટકવા લાગ્યો; અંતે કુરુક્ષેત્રમાં એક કમળના સરોવરમાં બીજી ચાર અપ્સરાઓ સહિત ઉર્વશીને ન્હાતી દીઠી. પછી દરવરસે એક વાર મળવાનું કબૂલ કર્યું.–ઇત્યાદિ કથાછે. અહિંના પ્રસંગ માટે આટલી જ કથા બસ છે. સૂર્યને નગ્ન દેખતાં ઉષા લુપ્ત થાયછે એ નિત્ય બનતા સૃષ્ટિના બનાવને આ કથામાં ગ્રથિત કર્યોછે.

શ્લો. ૧. ચરણ ૧. પ્રમાદ=ગફલત. ઉર્વશીની નજરે નગ્નાવસ્થામાં જણાવાનો પ્રસંગ આવવા દીધો એ ગફલત.

પૃ. ૭૭. શ્લો. ૧૦. ચરણ ૨. દુઃખપ્રધાન=દુઃખ જેમાં પ્રધાન ( મુખ્ય ) છે એવી. ઘણો ભાગ દુઃખથી ભરેલી.

શ્લો. ૧૧. ચરણ ૪. ‘અમરભૂમિ’–એ ‘ઝંખી’નું કર્મ છે; ‘જશે’ નું નથી.

**યેવતી.**–પૃ. ૮૨.

શોલાપુર જિલ્લામાં યેવતીનામના ગામપાસે ઘણું મ્હોટું તળાવ છે. તે સ્થળને સંબન્ધે આ કાવ્ય છે.

શ્લો. ૧ પૂર્વાર્ધ. પેલી—'ઘટા' નું વિશેષણ છે. તટ ગગનની=ગગનને તટે.

ચરણ ૪. શકલ=કડકો, અર્ધચન્દ્ર હતો તેથી.

પૃ. ૮૩. શ્લો. ૩ પૂર્વાર્ધ. બિમ્બપ્રતિબિમ્બ—ખરેખરા ચન્દ્રનું શકલ અને કાળું વાદળું તે બિમ્બ; અને મ્હારા હૃદયમાં રહેલો અંગાર અને રેલેલો અન્ધકાર તે (ઉપર કહ્યા પ્રમાણે) પ્રતિબિમ્બ. એ બંને કોઇયે પણ પ્રચ્છન્ને (છાનાં, ગુપ્ત રીતે, પણ) નથી જોયાં.

પૃ. ૮૪. શ્લો. ૭. "આપણે બેએ માંહિં બેશીને, પેલું નાવડું પછી તરત તરતું મૂક્યું"—આમ અન્વય છે.

**ભેરઘાટ.**—પૃ. ૮૫.

શ્લો. ૧ ચરણ ૩–૪. 'હસ્યા,' 'બન્યા,' 'સૂતા' એ સર્વનો કર્તા, તથા 'ક્ષુબ્ધ' નો વિશેષ્ય, 'ગિરિ' (પ્રથમ ચરણમાંના 'ગિરિમંડળ'માંથી અધ્યાહાર્ય ) છે.

પૃ. ૮૬ શ્લો. ૨. હાવો દેખાવ પર્વતો ચઢતાં વરસાદના દિવસમાં જોનારને હાનું તથ્ય સમઝાશે જ; મેદાનમાં રહીને તો ઇન્દ્રધનુષ્ય દૂર આકાશમાં જ દેખિયે છિયે, પણ આ તો આપણાથી પણ નીચે અથવા બરોબર સપાટીએ, આમ જાણે હાથવડે અડકીને લઈ લઇયે હેવું બે પર્વતમાળની વચ્ચે ખીણમાં ઇન્દ્રધનુષ્ય તરતું દેખાયલું છે.

શ્લો. ૩. ચરણ ૩. પર્વત એ ભવ્યતાની મૂર્તિ; અને ઇન્દ્રધનુષ્ય તે રમ્યતાની મૂર્તિ. ભવ્ય અંશ વિશેષ તેથી ભવ્યમાં રમણીય રહીને, શમેછે, માંહિં ભળી જાયછે.

ચરણ ૪. વિરમે=આનન્દથી વિરામ પામે, તન્મય થવાથી સ્તબ્ધ થાય.

શ્લો. ૪. ચરણ ૨. મૌનનદી–મૌનનદીમાં, (સપ્તમીનો પ્રત્યય લુપ્ત છે).

ચરણ ૪. ઠરે=સ્થિર ઊભા રહે.

શ્લો. ૫ ચરણ ૪. હૃદયે–જોનારના હૃદયમાં.

શ્લો. ૬ ચરણ ૨. તરણિ=સૂર્ય.

ચરણ ૩. તે—તૃણભૂમિ.

પશુવૃન્દ-ગાયો વગેરેનાં 'ટોળાં.'

પૃ. ૮૭. શ્લો. ૮ ચરણ ૧ એહ પરે=એ પેર; એ રીત્યે.

,, ,, ,, ઉત્તરાર્ધ—ઉપર વર્ણવેલાં જુદાં જુદાં વખતનાં પર્વતમંડળનાં રૂપ દીઠાં ખરાં, તો પણ ન દીઠેલાં હેવાં ઘણાં બાકી હશે. તે રૂપ ભાવબળે (હૃદયના ભાવની શક્તિથી પ્રેરાયેલી કલ્પનાની દૃષ્ટિ વડે) જોઈ સકુંછું. માટે જ બિમ્બ વિના (ન જોયલાં રૂપ તે બિમ્બ વિના) પ્રતિબિમ્બ (કલ્પનાબળે, ભાવબળે, જોવાતાં રૂપ તે પ્રતિબિમ્બ) મન ઉપર પડેછે. એ પ્રતિબિમ્બ—કલ્પનાબળે જોયેલાં રૂપ—નીચેના શ્લો. ૯ થી શ્લોક. ૧૩ ના પૂર્વાર્ધ સૂધીમાં દર્શાવ્યાંછે.

શ્લો. ૧૦. ચરણ ૨. ઉષાને સૂર્યની પત્ની કોઇ ઠેકાણે, તેમ કોઇ ઠેકાણે જનની, વેદમાં કહેલીછે; તેમ કોઇ ઠેકાણે હેની (પૂષાની, એટલે પૂષા તે સૂર્ય જ ગણાય એમ છે તેથી, સૂર્યની) બ્હેન પણ કહીછે. તે વાંચ્યા પ્હેલાં જ સ્વતન્ત્ર રીતે આ કલ્પના કરેલીછે. ઉષા તથા સૂર્ય બંને એક જ ધૌદેવીનાં (ધૌ=આકાશ) એક પછી એક જન્મનારાં બાળક છે એમ કલ્પનાનું મૂળ છે.

સ્વસા=બ્હેન.

પૃ. ૮૮. શ્લો. ૧૨. ચરણ ૨. તર્જન=ચમકારો. અન્વય આમ છેઃ—કદી ઘન ગાઢ ભયંકર ગર્જનથી ગગડે, (અને) વિદ્યુતતર્જનથી (વીજળીના ચમકારાથી) શ્યામળા નભને વાંકીચૂંકી લીટિયે ચમકાવીને (પછી તરત) તિમિરે (નભને) વીંટી લિયે (લે).

શ્લો. ૧૪. પર્વતની આમ જુદી જુદી સ્થિતિમાં જુદી જુદી છબિ હોયછે. છતાં આખર પર્વતનું વ્યક્તિસ્વરૂપ એક જ રાખનારું તત્ત્વ બધી છબિમાં ઊંડું રહેલું હોયછે; તેથી જ પર્વતનું વ્યક્તિલક્ષણ (જાત્યનું ખાસ સ્વરૂપ) કાયમ રહેછે.

**એક બાળકીના મરણ વિશે**—પૃ. ૯૨.

શ્લો. ૨. ચરણ ૧. સૂનાની મેઘમાળા પર્વતાકારે સન્ધ્યાકાળે બનેછે તે.

શ્લો. ૩. ચરણ ૨. અમૃતાધિકાર=અમરભૂમિમાંથી તું આવેલી તે ત્હારી યોગ્યતા.

પૃ. ૯૩ શ્લો. ૬ પૂર્વાર્ધ.—હૃદયમાં જે અલૌકિક ભાવની પ્રેરણાઓ કરી તે જ એ બાળકીનાં (દિવ્ય કોકિલાનાં) ગાન. ઉત્તરાર્ધ—જે પ્રેરણાઓથી જાણે અમરભૂમિનાં દર્શન થઈ સકેલાં. માટે અમૃતનાં પાન પીધાં કહ્યાંછે.

શ્લો. ૮ નિર્દોષ વાચારહિત શિશુના સ્મિતનું નિદાન અહિં અમરભૂમિનાં ગાનનું શ્રવણ કલ્પ્યુંછે. અમરભૂમિનાં ગાન સાંભળેછે તેથી શિશુ આપણને કારણવિના હસતું લાગેછે.

આ કલ્પનાને મળતી જ કલ્પના Swinburne (**સ્વિનબર્ન**)ના Baby's Epitaph નામના કાવ્યમાંની નીચેની પંક્તિઓમાં છેઃ—

All the while ye saw me smile ye knew not whence the song
Came that made me smile.

પણ આ કાવ્ય બનાવ્યા પછી ત્રણ વરસ પછી **સ્વિનબર્નનું** આ કાવ્ય મ્હેં પ્રથમ જ દીઠું હતું. તેથી આ કલ્પનાની ઉત્પત્તિ સંસ્કારજન્ય નહિં પણ સ્વતન્ત્ર જ છે.

શ્લો. ૧૦. ચરણ ૪ અમૃતાશ્રુ—ઉપર કહેલા અનેક દિવ્ય સંસ્કાર અને ભાવને લીધે ઉત્પન્ન થયેલાં આંસુ, માટે અમૃતાશ્રુ.

**કુસુમમાળાની ભેટ**—પૃ. ૯૩.

શ્લો. ૧. ચરણ ૧. ફૂલડાં ગૂંથતાં—' કુસુમમાળા (એ કાવ્યના પુસ્તક)-નાં કાવ્યો રચતાં તથા ગોઠવતાં.

શ્લો. ૨ ચરણ ૧–૨. તે—ફૂલમાળ. એ કાવ્યોનું પુસ્તક (ભેટ આપેલું).

**ઉપહારનો સ્વીકાર**—પૃ. ૯૪.

શ્લો. ૨ ચરણ ૧-૨. માટીનું અત્તર માટે. શ્લો. ૧ માં કહેલો સુગન્ધ ધરતું.

**નવા વર્ષને દિવસે**—પૃ. ૯૫.

શ્લો. ૨ ચરણ ૩ ઝીલક=ખીલો.

**નવીન રજની**—પૃ. ૯૭.

શ્લો. ૩ ચરણ ૧ સ્નાનવડે મેઘરજથી શુદ્ધ. આમ સંબન્ધ છે.

પૃ. ૯૮ શ્લો. ૬ તિમિરસહોદર-અન્ધકારનાં ભાંડુ. અન્ધકાર જોડે જન્મેલાં. અર્થાત્, ચોર, દુષ્ટ ( કૃત્ય ). હેવાં કૃત્ય હાવી તેજસ્વી આનન્દમય રજનીમાં લુપ્ત થઈ જઈ સદ્વૃત્તિ પ્રેરીને ઉજ્જ્વલતા ઉત્પન્ન થાય છે. એટલું જ; બાકી દુષ્ટ કૃત્ય તે કાંઇ કોઇ રીતે ઉજળાં ( તેનાં તેજ ) ના બનવાનાં.

**અલૌકિક રજની**—પૃ. ૯૮.

અહિં આરમ્ભની બે પંક્તિયોમાં—' કૈવી શાન્ત '—અને ' કૈંડે હૃદયક્ષોભ '—એમ પ્રથમ આવૃત્તિમાં હતું. કૈ, કૈં અને ડે એ દીર્ઘ છતાં ટૂંકાવવા પડેછે તે ખામી હતી; તેથી ' શીશાન્ત–' અને ' ઉરક્ષોભ હરે–' એમ કર્યુંછે.

પૃ. ૯૯. શ્લો. ૩. ચરણ ૨ પૂરી=પૂરીને.

એ વાત પૂરીને રજની ગાજેછે;—આમ અન્વય છે.

શ્લો. ૪. પ્રતિબિમ્બ પડેલાં,-તારાનાં-તેથી આ કલ્પના છે.

**દિવ્યગાયકગણ**—પૃ. ૧૦૦.

આ કાવ્યના આરમ્ભમાં વર્ણવેલો અદ્ભુત અને સુન્દર દેખાવ **કાનડા** જિલ્લામાં **બેલીકેરીના** અખાતમાં સમુદ્રકિનારે પ્હરોડમાં દીઠો હતો. પૂન્યમ પછી બે એક દિવસનો **ચન્દ્રનો** ગોળો આકાશમાં ક્ષિતિજથી સારી

પેઠે ઊંચે રહેલો ત્હેના તેજનો ભભૂકો સમુદ્રની સપાટી સૂધી પ્હોચી અંદરના પ્રતિબિમ્બ પડેલા ચન્દ્રના તેજ:સ્તમ્ભ જોડે મળીને ખરેખરો જાણે તેજ:સ્તમ્ભ જ આકાશ અને સમુદ્રને જોડતો જણાતો હતો.

આ વખતના દેખાવથી ઉત્પન્ન થયેલા ભાવ અને કલ્પના બંનેની પ્રવૃત્તિથી આ કાવ્ય રચાયુંછે. **ચન્દ્ર**, **ઉષા**, **સિન્ધુ** વગેરે દિવ્યગણનું આરમ્ભનું ગાન પ્રથમ સંભળાયછે. એ સર્વ **પરમાત્મસ્વરૂપનું** દર્શન કરવાને ઉત્સુક થઈ એકઠાં થયાં જણાયછે. **પ્ર**કૃતિ માતાએ ( પોતાના સ્વરૂપમાંથી ઉત્પન્ન થયેલાં ભિન્ન વ્યક્તસ્વરૂપ પોતાનાં બાળકરૂપ ) આ સર્વ દિવ્યગણને વચન આપ્યું હતું કે કોઇક દિવસ **પરમ પિતાનું** દર્શન ત્હમને કરાવીશ. તે દિવસ આજ અપૂર્વ યોગને લીધે, આમ અનેક દિવ્યગણ અલૌકિક સૌન્દર્યવાળા પ્રભાતમાં એકઠાં થવાને લીધે, આવ્યોછે. સર્વ દિવ્ય ગણોએ સ્તુતિગાન ચલાવ્યાં. ગીત બંધ થતાં વાંત, આકાશગોળાની પણ પેલી પાર કોઇ અપૂર્વ દિવ્યગાન સંભળાયું. આકાશગોળ ફાટયો; માંહથી કોઇ અપૂર્વ ભૂરા તેજનો પ્રવાહ–તે જ અમૃતની નદી–નીકળીને તે ઉપર સુનાના નાવમાં બેશીને મૃત્યુલોકમાં સત્કાર્ય કરીને અમરલોકમાં વશેલાં નરનારી જતાં જણાયાં. આ પછી, આ આકાશગોળની પણ પેલી મર રહેલું કોઇ શાન્ત તેજનું બ્રહ્માણ્ડ ( તેજનો ગોળો– વ્યોમગોળને પાછળથી વીંટી લેતો; આ જ વ્યોમગોળ ફાટવાથી થીરો જણાતો–તે બ્રહ્માણ્ડ ) ફાટયું; અને, આ વ્યોમ અને તેજનો બ્રહ્માણ્ડગોળ, આમ બેવડા પડની પછાડી ગુપ્ત રહેલો પ્રચણ્ડ **જયોતિ** ઝળહળ્યો. એ જ પરમાત્મસ્વરૂપ. મનુષ્યને આધ્યાત્મિક દૃષ્ટિથી **પરમાત્મસ્વરૂપનું** દર્શન, **પ્ર**કૃતિ જોડે કવિત્વમય અને ભક્તિમય યોગલીનતાથી, થતું દેખાડવાનો પ્રયત્ન આ કાવ્યમાં છે. હેમાં વાપરેલાં સાધનો, દિવ્યગણનું ગાન, આકાશનું ફાટવું, અમૃતનદીનું વ્હેવું, તેજોમય ગોળાનું ફાટવું, વગેરે–કલ્પનાની જ સામગ્રી છે, એ કહેવાની જરૂર નથી.

શ્લો, ૭. પૂર્વાર્ધ.—**દમયન્તીના** રૂપનું વર્ણન કરતાં **નળાખ્યાન**માં **પ્રેમાનન્દની**

" ઉભે અમીનિધિકિરણ પ્રગટ્યાં કળા થઈ પ્રકાશ,
જ્યોતે જ્યોતથી સ્તંભ પ્રગટ્યો, શું એથી રહ્યો આકાશ. "

એ કડીમાંના ઉત્તરાર્ધમાંનું વચન ઉપયોગમાં લઈને અહિં જુદી રીતે લગાડ્યુંછે.

પૃ. ૧૦૧. શ્લો. ૮. ચરણ ૨. નિજરૂપ=પોતાના જેવા સ્વરૂપની. પોતાના જેવી જ. બહુવ્રીહિ સમાસ છે.

ચરણ ૩. વ્યોમચન્દ્ર હૃદયમાં—વ્યોમમાંના ચન્દ્રના હૃદયમાં.

શ્લો. ૧૦. ચરણ ૪. તાત્ત્વિક=સત્ય; સાચો.

પૃ. ૧૦૨. શ્લો. $\frac{૧૭}{૧}$ વગેરે. ઉપજાતિ વસન્તતિલકા—

આ વૃત્તમિશ્રણ નવું કરેલુંછે, પણ સમન્વય હેતું છે, તેમ સહેતુક પણ છે. પ્રથમ ત્રણ ચરણ ઉપજાતિનાં અને ચોથું ચરણ વસન્તતિલકાનું—એમ છે.

શ્લો. $\frac{૧૮}{૨}$ ચરણ ૨. ' જ્યહાં (=જે વખતે). આકાશમાં મેઘને ચીરીને વીજળી કૂદેછે. તે વેળ '—એમ અન્વય છે.

પૃ. ૧૦૩. શ્લો. $\frac{૨૦}{૪}$ ચરણ ૩. પ્રત્યેક તરંગમાં ચન્દ્રનું તેજ ચળકે એ જ દીપ.

શ્લો. $\frac{૨૬}{૧}$ ચરણ ૨. લ્હાતી=લ્હેંચતી. લ્હાણું કરતી.

પૃ. ૧૦૬, શ્લો. $\frac{૪૦}{૮}$ ચરણ ૨. એ—ઝાંખી=હેની (પરમ પુરુષની) ઝાંખી. કરાવા=કરાવવા. આટલી અશુદ્ધિની છૂટ્ય લીધીછે.

શ્લો. ૪૩. અહિં સૂચવેલું ગાન તે, નીચે (શ્લો. ૫૦ માં) આવવાનાં અમરજનનું ગાન છે એમ કલ્પના છે. એ ગાન પ્રથમ જ સંભળાયું, અને પછીથી માત્ર અમૃતનદીમાં કનકનૌકાઓમાં સરી જતી અમરજનની પંક્તિનું દર્શન થયું, તેથી આમ એ ગાનનું મૂળ ગૂઢવત્ રહ્યુંછે.

પૃ. ૧૦૭. શ્લો. ૪૫. ચરણ ૨. સુમન્દ્ર=સારી પેઠે ગમ્ભીર.

શ્લો. ૪૯ ચરણ ૨. ભૂરા રંગની જ્યોત્સ્ના ( ચાંદની ) અસંભવિત જેવી જણાશે, પણ ચન્દ્રનું તેજ જોરમાં કાંઇક ઓછું હતું અને સમુદ્રના રંગની સાથે સંબન્ધમાં આવ્યું હતું ત્હેવી સ્થિતિમાં સમુદ્રજળ ઉપર પડેલી ચાંદની ભૂરા રંગે જણાતી મ્હેં જોયેલીછે.

પૃ. ૧૦૮, શ્લો. ૫૦. ચરણ ૪. અમર=( ચાલતા આવેલા હિન્દુમતમાં માનેલા સ્વર્ગલોકના દેવ નહિં,—પણ ) અમૃતત્વ પામેલા મનુષ્યના જીવાત્માઓ.

'કો નર, કોઇ નારી,'-મરણ પછી પણ આ મૃત્યુલોકની પેઠે નરનારીનો ભેદ રહેવાનો કે નહિં, એ તકરારી પ્રશ્નને અહિં છેડ્યોછે. મનુષ્યદેહ જેવો ભેદ તો ન જ હોવાનો, કેમકે આત્માનું સ્વરૂપ હેના જેવું નથી, અને આત્મામાં નરનારી એમ જાતિ નથી; છતાં મનુષ્યદેહમાં હતા તે વખત નર હતા કે નારી હતા એ મરણ પછી જાણી સકાય હેવું કાંઇ પણ સાધન હોવું જ જોઇયે, અને તે સાધનને યોગે જ 'કો નર, કોઇ નારી' એમ કહી શ્રદ્ધા તથા તર્કથી નીપજાવેલો આ મત અહિં સૂચવેલોછે.

શ્લો. ૫૨. પૂર્વાર્ધ.—' ઠારનારા '—એ 'સંદેશ' નું વિશેષણ છે.

શ્લો. ૫૩. ચરણ ૧. વીથી=શેરી, અર્થાત્, પદવી, વર્ગ.

શ્લો. ૫૪. ઉત્તરાર્ધ, પરજીવનમાં જીવાત્માઓ એકબીજાને પૂર્વના સંબન્ધે ઓળખી સકવાના કે નહિં,—અર્થાત્, આપણે આપણાં સગાંવ્હાલાં વગેરેને પરકાળમાં મળીશું તો ખરાં પણ ઓળખીશું કે નહિં ? આ પ્રશ્નનો ઉત્તર—શ્રદ્ધા અને કવિત્વદૃષ્ટિના બળે રચેલો ઉત્તર—આ શ્લોકાર્ધમાં આપ્યોછે. પરકાળમાં એટલું ઓળખવાની પણ શક્તિ ન હોય એ વાત પરમ દયાળુ ઈશ્વરે મનુષ્યના હિત ઉપર લક્ષ રાખી કરેલી યોજના પ્રમાણે નિર્મેલી આત્માની ઉત્તરોત્તર થતી વૃદ્ધિ ( જ્ઞાન, ભક્તિ, વગેરેમાં થતી વૃદ્ધિ ) ની વિરુદ્ધ જણાયછે; પૂર્વસ્થિતિનું, પૂર્વસંબન્ધનું, સર્વ જ્ઞાન મરણ થતાં વાંત લુપ્ત થઈ જાય, અને આ જીવન અને પરજીવન વચ્ચે મહાન્ વિચ્છેદક ગર્ત પડે, એ તર્ક જ અસંભવિત છે, તેમ જ આત્માની જ્ઞાનમર્યાદાને આ જીવનના

કરતાં પણ વિશેષ સંકુચિત બનાવનાર છે. આ જીવન અને પરજીવનને એક ધારી રીતે સાંધનાર અંકોડો જ, હેવી ખોટી કલ્પનાથી તૂટી જાયછે.

આ મત તથા ઉપર શ્લો. ૫૦ ના ચરણ ૪ માં સૂચવેલો મત પરજીવ વિશેના આપણા જ્ઞાનની મર્યાદાની બહાર નથી. પરજીવન કે'વું હશે આપણે વિશિષ્ટરૂપે હાલ જાણી સકતા નથી; પણ સામાન્યરૂપે જાણી સકાય છે. એ સામાન્યતાની મર્યાદામાં જ ઉપરના મત આવેલાછે; વિશિષ્ટ સ્વરૂપન મર્યાદામાં નથી.

ચરણ ૩ પ્રિયપૂજ્ય=પ્રેમ અને ભક્તિ બંને ભાવના સાથેલાગાં વિષય થનારાં; જેમકે, માતા, પિતા, ગુરુ, વગેરે. 'પ્રિયજનો' ( પત્ની. બન્ધુ, મિત્ર વગેરે ) ચોથા ચરણમાં કહ્યાંછે ત્હેનાથી ભેદ બતાવવા 'પ્રિયપૂજ્ય' એ સંયુક્ત વિશેષણ આપ્યુંછે.

પૃ. ૧૦૯. શ્લો. ૫૬ ચરણ ૩ ધારી=ધારીને; અર્થાત્-ધારતો.

શ્લો. ૫૮. ચરણ ૩. આ અભેદ અદ્વૈતમતનો નહિં, પણ દ્વૈતમત જોડે અવિરોધી હેવો કવિત્વમય ભક્તિમતને ઇષ્ટ હેવો છે.

ચરણ ૪-સાંખ્યમતે પ્રકૃતિ અને પુરુષ કહેલાંછે તે અહિં સ્વીકાર્યા છે ખરાં. પણ બીજા મત સ્વીકાર્યા નથી. બીજા મતોની ચર્ચાનું પ્રયોજન પણ અહિં નથી, ને જ્ઞાનનો દમ્ભ પણ નથી કરવો. પ્રકૃતિ પુરુષથી ભિન્ન છે, પણ પુરુષ જેવી અનાદિ અનન્ત નથી તેમ જ પ્રકૃતિ પુરુષ જોડે કોઈ કાળે કોઇ પ્રકારે અભેદ પામશે તેમ પણ નથી. એ બે વચ્ચે અભેદ હોય તો આ ક્ષણે કવિત્વદૃષ્ટિથી પુરુષનું સર્વવ્યાપી પ્રાધાન્ય થઈ મહાજ્યોતિમ પ્રકૃતિ ડૂબી વર્ણવીછે તે જ રીતે, બીજી રીતે નહિં. આમ હેતુ છે.

**વાટયજોતી.**—પૃ. ૧૦૯.

**મુંબાઈમાં** એક ગૃહસ્થના ઘરમાં **રાજા** રવિવર્માનું ચીતરેલું કૃષ્ણની વાટય જોતી **રાધાનું** ચિત્ર જોઈને મૂળ પ્રેરણા થઈ આ કાવ્ય રચાયુંછે. હેમાનું વર્ણનવિષય ચિત્ર તો કારવાર પાસેના એક કિનારાના દેખાવ ઉપરથી આલેખ્યુંછે.

શ્લો. ૧. ચરણ ૩. વનરાજિ=વનની રાજિ (=હારય).

પૃ. ૧૧૦. શ્લો. ૩. ચરણ ૩. પીતાં—(=પીનારાં) 'શૈલોતરુ' નું વિશેષણ છે.

શ્લો. ૪. ચરણ ૩. વિચારે=વિચારમાં.

શ્લો. ૫. ઊંડું ધ્યાન ધરી પડિયો (પડેલો), અને અનન્તતાના ગભીર ધ્વનિ ઉદ્બોધતો અસીમ સિન્ધુ તટશૈલતળે ધોળા તરઙ્ગ નચાવે (છે), અને ભાવે (ભાવથી) વાળુતટે ઊંડું ગાન ગાય (છે).—આમ અન્વય છે.

'ધ્યાન' અને 'અનન્તતાના' એ બેનો યમક કઢંગો પ્રથમ દૃષ્ટિયે લાગશે. પણ છેલ્લો સ્વર ('ધ્યાન'ના નકારમાંનો અ ) બોલવામાં ( ગાવા-માં ) લંબાવાનો જ અને તેથી 'આ' એ ઉચ્ચારને લગભગ *મળતો થવાનો, તે વિચારતાં (અને શ્લોક બોલી જોતાં ) આ લીધેલું સ્વાતન્ત્ર્ય નિર્દોષ જણાશે એમ આશા છે.

શ્લો. ૬. ચરણ ૨. અદૃશ્ય–એ 'બાલા'નું વિશેષણ નથી. 'નિરીખતી' નું કર્મ છે. જોવાનું કશુંક છે પણ નથી જણાતું હેતું કશુંક જુવેછે ( જોવાનો પ્રયત્ન કરેછે )—એમ અર્થ છે. (મતલબ કે મળવા આવનાર પ્રિયને જો-વાનું કરેછે. )

રસાલા—આ શબ્દની શુદ્ધિ અશુદ્ધિ માટે પાછળ ટીકા પૃ, ૯ મે 'કારા-ગૃહમાંની વિધવા' શ્લો. ૯. ચરણ ૪. ઉપરની ટીકા જુવો.

**સૂકાવેરાનમાં કોયલ**–પૃ. ૧૧૩.

મનુષ્યહૃદયમાં કોઇક વખત હેવી એકાએક શુષ્કતા પસરી જાયછે કે જે સૌન્દર્યના અનુભવથી અનેક વેળ આનન્દના પ્રતિધ્વનિ થતા હતા, અને હમેશ થવા જોઇયે, તે સૌન્દર્યની અસર એ હૃદય ઉપર થતી જ નથી. હૃદય જાણે નીરસ જ બની જાયછે. આ એ સૌન્દર્યમાંની કોઇ ખામીને લીધે

---

* સંસ્કૃત વ્યાકરણમાં વિવૃત અકારનો ઉચ્ચાર છે તહેવો ઉચ્ચાર અહિં થશે.

નહિં જ. પણ કવિત્વને પ્રતિકૂલ હેવી અનેક જીવનજંજાળને લીધે મનુષ્ય-હૃદયમાં જ ક્ષણિક જડતા આવી જાયછે. હાવા એક પ્રસંગે એક સૂકા મેદાનમાં એક લીલોતરીવાળી ન્હાની ઝાડીમાંથી કોયલનો ટહુકો સાંભળીને થયેલા ભાવ આ કાવ્યમાં પ્રગટ થયાછે.

પૃ. ૧૧૩. શ્લો. ૫ સંતૃપ્તિ=ધરાઈ જવાની સ્થિતિ; satiety.

પૃ. ૧૧૪. શ્લો. ૭.

એ–મ્હારું હૃદય. તુજશો=તહારા જેવો.

**અજશિશુ**.-પૃ. ૧૧૪.

પૃ. ૧૧૫. શ્લો. ૮ ઉત્તરાર્ધ.—નદીમાં બકરી અને ધાવતું બચ્ચું એ બેનાં પ્રતિબિમ્બ પડેલાં.

**ગભીરી રજની**–પૃ. ૧૧૬.

શ્લો. ૨. એ ભેદ એકદમ સમઝી સકાય હેવા નથી; માત્ર હૃદયની અન્તર્વૃત્તિમાં જ હેનો અનુભવ થાયછે.

શ્લો. ૬. આશા નિરાશા સર્વ ભાવનો તદ્દન લોપ થયો હોય તો પૂર્ણ અન્ધકાર ગણાય. પણ નિરાશાનો ભાવ હોય તો એ નિરાશાના ઊંડા મૂળમાં એક જાતની આશાનો ઝળકાટ રહેલો જ હોયછે, તેથી કરીને નિરાશાના **ઝાંખા** તારા ચમકે એમ કહ્યુંછે. તરતની નિરાશાની સાથે જ–આ જીવનમાં સાફલ્યની નિરાશાની સાથે જ—ગુપ્ત રીતે જોડાયલી પરજીવનની ( અથવા વખતે આ જીવનમાં કોક અજ્ઞાત રીતે ભાવિકાળમાં થવાના સાફલ્યની ) આશા રહેલીછે.

‘ કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈછે ’ એ મરહૂમ મ ન. દ્વિવેદીની ઉત્તમ અને ઠેર ઠેર પરિચિત થયેલી પંક્તિ સરખાવો.

શ્લો. ૭. અહિં ખરેખરી રાત્ય અને ખરેખરા તારા ઉદ્દિષ્ટ છે. હૃદયનો અન્ધકાર અને માંહિં નિરાશાના તારા હેનું અને તારાયુક્ત રજનીનો અન્ધકાર હેનું સરખાંપણું સૂચવ્યુંછે.

પૃ. ૧૧૭. શ્લો. ૯. ચરણ ૨. આ હૃદયમાંની વ્યથાની ખાણ્યો.—એમ અન્વય છે.

**ઊંડી રજની**.—પૃ. ૧૧૧.

અસાધારણ શાન્તિથી ભરેલી અન્ધારી રાત્રિમાં અનેક અકથ ગમ્ભીર ભાવ હૃદયમાં ઉપરાઉપરી ઉભરાઈ આવીને, જીવનના,—ભૂત, વર્તમાન, ભાવિના—ઊંડા ભણકારા સંભળાઈ કોઇ ઉચ્ચપ્રકારના ઊંચા સુરના દિવ્ય-ગાનના અવાજ જાણે સંભળાતા હોય હેવી સ્થિતિ આ કાવ્યમાં વર્ણવીછે. આ શાન્ત ભવ્ય સૃષ્ટિદર્શનને પ્રસંગે, અજ્ઞાત, ઇન્દ્રિયાતીત, તત્ત્વ અને શક્તિની સાક્ષાત્ અસરમાં સપડાયલા હૃદયની સ્થિતિ ચીતરવાનો પ્રયત્ન આ કાવ્યમાં છે.

પૃ. ૧૨૦. શ્લો. ૫.

દિવ્ય ઓથાર—અલૌકિક દિવ્યશક્તિના પ્રેરેલા ક્ષોભ–ભાવસંચલન–થી થયેલું, હૃદયને જાણે ડૂમો ભરાય હેવું કોઇ ભાવમય દબાણ. રાત્રે સ્વપ્નામાં ભયાનક દેખાવ વગેરે આવીને, અથવા એમને એમ, જાણે છાતી ઉપર કોઇ ભાર દઈ દાબતું હોય એમ થાયછે ત્હેને ઓથાર કહેછે. અહિં કહેલો ઓથાર તે હૃદયભાવનો છે. સ્વપ્નાની પેઠે કાયિક જેવો નહિં.

પૃ. ૧૨૧ શ્લો. ૬. ઉચ્ચગાનના પુકાર–અલૌકિક, દિવ્ય, ઉન્નત ભાવની પ્રેરણાઓના ધ્વનિ. ( માત્ર આધ્યાત્મિક શ્રવણથી જ સંભળાય હેવા; કાયિક શ્રવણથી નહિં. )

'ઉચ્ચ' એ 'ગાન' નું' વિશેષણ છે. ઉચ્ચ=ઊંચા–ઉન્નત–પ્રકારનું; ઉન્નત ભાવ પ્રેરનાનું અને ઉન્નત ભાવથી ભરેલું.

**કોયલ**.—પૃ. ૧૨૧.

શ્લો. ૨. ચરણ ૪. હેનું—એ (ત્હારા) ગાનનું.

શ્લો. ૩. ચરણ ૩. શીખવે—તું શીખવે.

ચરણ ૪. આ વાક્યની પૂર્વે 'તો' સમજવાનો છે. તું શીખવે તો આપું—એમ અર્થ.

**પર્વત.**—પૃ. ૧૨૩.

શ્લો. ૧. ચરણ ૩, "ઊંચો ગઢ ગિરનાર વાદળીશું વાતું કરે" એ રાણકદેવી અને રાખેંગાર સંબન્ધના જૂના સોરઠાઓમાંના એક શ્લોકાર્ધ માંની કલ્પના અને બહુધા શબ્દો અહિં લીધેલાછે.

**તારો.**—પૃ. ૧૨૪.

શ્લોક ૧ તથા ૨ જાનું પૂર્વાર્ધ.—આ છ ચરણોમાં નીચેના પરિચિત ઇંગ્રેજી કાવ્યનો ભાવાર્થ ઉત્તમ જાણીને સમાવ્યોછે.—

Twinkle, twinkle, little star !
How I wonder what you are
Up, above the world, so high,
Like a diamond in the sky.

**સાન્ધ્યઘનદ્વીપ.**—પૃ. ૧૨૫.

સન્ધ્યાકાળે સ્વચ્છ આકાશમાં એક વિશાળ, સૂનેરી તેજથી સંપૂર્ણ વ્યાપેલો, વાદળાનો કડકો, ભૂરા આકાશમાં દ્વીપાકાર રહેલો, જોઈને આ કાવ્ય રચ્યુંછે. એ દ્વીપ તે દિવ્યભૂમિ હોય એમ તર્ક કર્યોછે; અને દિવ્ય રતિ (દિવ્ય આનન્દની સજીવ મૂર્તિ) ત્યહાં સૌન્દર્યનાં સરોવરોમાં ન્હાતી કલ્પીછે, અર્થાત્ દિવ્ય કવિત્વાનન્દનું મૂળ આ સુન્દર અલૌકિક મેઘન ભૂમિમાં છે, એમ માન્યુંછે.

આરમ્ભની પંક્તિમાં 'ઘન-દ્વીપ' એ સમાસ છે, પણ પદ્યમાં ઘનનો 'ન' થડકાતો નથી, તેથી બે શબ્દો વચ્ચે લીંટી મૂકીછે.

શ્લો. ૧. વગેરેમાં અન્તે 'કુતુકમય હાસમાં રે' વગેરે છે ત્હેનો સંબન્ધ તે શ્લોકમાંનાં વાક્યોની સાથે છે,—'ઘનદ્વીપ પડયો' એ કાયમનું વાક્ય જોડે નથી.

**કવિહૃદય.**—પૃ. ૧૨૭

આ કાવ્યમાં વર્ણન કરેલા સ્વપ્નનો ઉદ્દેશ માત્ર એટલો જ છે કે કવિના

હૃદયનું સ્વરૂપ કાંઈક સૂચવવું. માટે કવિત્હૃદયને વીણાનું રૂપ આપ્યુંછે, અને હેને પ્રકૃતિનાં ભિન્ન ભિન્ન સ્વરૂપ,—ચન્દ્ર, રજની, શુક્રતારા, પવન, જળધોધ, ઉષા, સૂર્ય, ધૂમકેતુ, વગેરે—વગાડેછે. એ વીણાના તન્તુ બનાવવાની સામગ્રી અપૂર્વ જ કલ્પીછે. તે શ્લો. ૫૩, ૫૪ માં છે.

શ્લો. ૪. ઉત્તરાર્ધ.—આગળ તરત જ આવવાની છે તે વીણાનો ધ્વનિ.

પૃ. ૧૨૮. શ્લો. ૬. પૂર્વાર્ધ—ભીમરાવના 'પૃથુરાજરાસા' કાવ્યમાં નારદની વીણાને કરેલા ઉદ્બોધનની—

'કે તું રહી લટકતી વનવૃક્ષડાળે'

એ પંક્તિની છાયા આ ઠેકાણે આવીછે, તે સ્વીકારવું જોઇયે. સહકાર=આંબો.

શ્લો. ૭. ચરણ ૨. વિવેચનની અધિદેવી આ કલ્પીછે.

પૃ. ૧૨૯. શ્લો. ૧૨ ઉત્તરાર્ધ તથા શ્લો. ૧૩ પૂર્વાર્ધ.

સારંગી વગેરેની તાંત્યો તથા તુરબોના સુર મેળવ્યા પછી જો એક તારને છેડિયે તો હેને મળતા સુરના બીજા તાર પોતાની મેળે કમ્પેછે એ બનાવ ઉપર અહિં અનુલક્ષણ છે. નાદશાસ્ત્રમાં આ પ્રકારને Consonance કહેછે. ( ગેનોકૃત Physics, Bk. V. ch. III article 255 જુવો.) તેમ જ આનન્દ અને શોકનાં ઊંડાં મૂળ મનુષ્ય હૃદયમાં પાસેપાસે જ છે એ તત્ત્વનું પણ અહિં નિદર્શન છે. આ ટીકા, નીચેના શ્લો. ૧૬ ના પૂર્વાર્ધને, તથા શ્લો. ૧૮ ના ઉત્તરાર્ધ અને ૧૯ ના પૂર્વાર્ધને તેમ જ શ્લો. ૨૨ ને પણ લાગૂ પાડવાની છે. મનુષ્યહૃદયના ભાવ એટલા બધા એકબીજા સાથે સંબદ્ધ છે કે એક ભાવ ઉત્પન્ન થવાની સાથે બીજા ભાવ ક્રમે ક્રમે સહસા ઉદ્બુદ્ધ થાયછે. કાંઇ નહિં તો કવિના બારીક બનાવટવાળા હૃદયમાં તો અનેક ભાવ અત્યન્ત નિકટ રીતે જોડાયલા હોયછે જ.

વીણા વગાડતાં એક નહિં પણ અનેક તારને છેડવા પડે.

વીણાને આ દિવ્યસુન્દરીઓ વગાડતી વખત એકેક તાર જ છેડેછે; એ અલૌકિકત્વ બતાવવા માટે છે, તેમ જ દરેક પ્રકૃતિના સ્વરૂપની કવિત્હૃદય ઉપર પ્રથમ અસર એક જ ભાવ ઉત્પન્ન કરનારી થાયછે અને બીજા ભાવ ઉત્પન્ન થાય તે ત્હેને સંબન્ધે રહીને, એ તાત્પર્ય પણ છે.

પૃ. ૧૩૦. શ્લો. ૧૬ ચ. ૩. રસાલા—પાછળ ટીકા પૃ. ૯ મે ' કારાગૃહમાંની વિધવા ' શ્લો. ૯ ચરણ ૪ ઉપરની ટીકા આ શબ્દની સાધુતા માટે જુવો.

પૃ. ૧૩૦, શ્લો. ૨૦ ચરણ ૪ અમ્બર=૧ લૂગડું, સાળુ. ૨ આકાશ. રૂપકના બંને અવયવ ( ઉપમેય ઉપમાન )ને શ્લેષથી આ બે અર્થ લાગૂ થાયછે.

પૃ. ૧૩૨ શ્લો. ૩૦ ચરણ ૨. કેટલાક ધૂમકેતુની ભ્રમણરેખા (બીજાની પેઠે) અંડાકૃતિ વર્તુલની ન હોતાં parabola, અથવા hyperbola– હાવી હોયછે, એટલે એક છેડેથી આરમ્ભમાં શરૂ થયેલા તે ચાલતે ચાલતે અનન્ત આકાશમાં એ ચાલ્યા જવાના તે ચાલ્યા જ જવાના, પાછા આરમ્ભની જગાએ આવવાના જ નહિં. હાવા એક ધૂમકેતુને અનન્તતાનું જાણે માપ કરવાને જતો હોય એમ એ કારણથી કલ્પ્યોછે.

પૃ. ૧૩૩. શ્લો. ૩૫ પૂર્વાર્ધ.–સર્વ કોઇ પદાર્થથી નહિં, પણ પ્રેરણા ઉત્પન્ન કરનાર અનુકૂલ પદાર્થથી જ કવિતા ઉત્પન્ન થાયછે. આ તાત્પર્ય અહિં છે.

શ્લો. ૩૬, ૩૭, અને ૩૮ નો પૂર્વાર્ધ.–વીણાનું આ સ્વરૂપ તે (objective) પરલક્ષી કવિસ્વરૂપ બતાવેછે. અત્યાર સૂધી (subjective) આત્મલક્ષી કવિસ્વરૂપ આલેખાયું હતું.

શ્લો. ૩૭. વીણા એ સર્વ મનુષ્યના હૃદયભાવના નૃત્યનો નાદ પોતાના શ્રવણમાં ધારેછે.

તાત્પર્ય એ છે કે મનુષ્યના સર્વ ભાવની છાપ કવિના હૃદય ઉપર

પડેછે, અને તે છાપ પાછી મૂર્ત રૂપમાં મૂકતાં એ જ પૂર્વના મનુષ્યહૃદયના ભાવ–પૂર્વવત્ નિર્જીવ ચિત્ર જેવા નહિં, પણ–કવિત્વશક્તિને બળે નવીન દિવ્યરૂપ પામીને પ્રગટ થાયછે. આ જ પરલક્ષી કવિતાનું સ્વરૂપ.

પૃ. $\frac{133}{134}$ શ્લો. ૩૮ નો ઉત્તરાર્ધ અને ૩૯ નો પૂર્વાર્ધ.–કવિતાના સ્વયંભૂ સ્વરૂપનું પ્રતિપાદન અહિં કર્યુંછે. માણસની આજ્ઞાથી કવિતા ઉત્પન્ન નથી થતી, પણ અગમ્ય, ગૂઢ કારણોમાંથી કવિત્વાનુકૂલ પદાર્થોનો સમાગમ થતે પ્રેરાય તો જ, કવિતા ઉત્પન્ન થાયછે, માટે સ્વયંભૂ છે. માણસની આજ્ઞાથી જ કવિતા કરવા જાય તો અકાવ્યાત્મક પરિણામ નીકળે (બેસુરા સ્વર ઊઠે). આ તાત્પર્ય આ પંક્તિયોનું છે.

પૃ. ૧૩૪. શ્લો. ૪૦ ઉત્તરાર્ધ.—મ્હરાણે કવિતા કરવા જાય તો કવિત્વ તે ઘડી તો નાશ પામે; અર્થાત્ કવિતા સ્વયંભૂ જ છે; એ તાત્પર્ય રૂપાન્તરે અહિં બતાવ્યુંછે. પણ વિશેષ અર્થ એ છે કે કવિના હૃદયને જગત્‌ના વિષમ અન્યાયો મળવાથી અનિષ્ટ ક્ષોભ થઈ કદી કદી કવિત્વનો લાભ જગત્‌ને આપવાનાં સાધન જ બંધ પડી જાયછે. આ જ ખાસ તાત્પર્ય અહિં છે. કવિનાં હૃદય નાજૂક હોવાને લીધે અત્યાચાર ખમી નથી સકતાં અને તેથી ઘણીવાર ભગ્ન થઈ જઈ અનિષ્ટપરિણામ થાયછે, આ સત્ય કવિત્વને સંબન્ધે તેમ જ વ્યવહારના સુખદુ:ખને સંબન્ધે પણ કવિહૃદયને લાગૂ પડેછે.

શ્લો. ૪૧ ચરણ ૧. ઉપાદાન–જે સામગ્રીની કોઇ વસ્તુ બનેછે તે ત્હેનું ઉપાદાન; જેમકે ઘડાનું ઉપાદાન માટી.

શ્લોક ૪૪ મુગ્ધબાળકીની ઉપમા લજ્જાનુકૂળ વર્તન માટે છે. ચન્દ્ર મુગ્ધ દશાનો એટલે અપૂર્ણ નથી; ચન્દ્ર તો પૂર્ણ બિમ્બનો છે; શ્લોક ૪૬-મામાં રજતઓઘ પૂર્ણ ચાંદનીનો જ છે.

પૃ. ૧૩૫ શ્લોક ૪૬ ચરણ ૩.–જેમ જેમ ચન્દ્ર વાદળાંમાંથી નીકળતો ગયો, અને આકાશમાં ઊંચે ચઢતો ગયો, તેમ તેમ 'રજતઓઘ' વિશાળ થતો ગયો.

શ્લો. ૪૮-૪૯. આ તરેહનો દેખાવ ચાંદની પથરાયલા, સળવળતી લહરીવાળી નદીના પટ ઉપર નજરે હોડીમાંથી દીઠેલો છે. અસંખ્ય કંકણાકાર ચાંદનીની રેખાઓ જળમાં પ્રતિબિમ્બિત થઈ જણાતી હતી. સ્પષ્ટ આકૃતિનાં સૂતાનાં કંકણ જ જાણે હોય હેવું જણાતું હતું.

પૃ. ૧૩૬. શ્લો. ૫૦, ૫૧, ૫૨, આ દેખાવ પણ નદીમાં નજરે જોયેલો છે. અમુક ખૂણો બનાવતાં કિરણ પડવાને લીધે, તથા પાણીની સપાટીની અમુક સ્થિતિને લીધે શુક્રનું પ્રતિબિમ્બ સાપ જેવા વાંકાચૂંકા લિસોટારૂપ એક ઠેકાણે પડેલું હતું; અને બીજે ઠેકાણે વળી ઝીણાં ઝીણાં પાતળાં અસંખ્ય રૂપેરી સાપોળિયાં જેવાં પ્રતિબિમ્બ (શુક્રનાં) સળવળતાં હતાં (માત્ર મૂળ ગોળ ટપકાના આકારનાં પણ પ્રત્યેક મોજામાં એમ અસંખ્ય પ્રતિબિમ્બ પણ વળી બીજે ઠેકાણે હતાં). આ સર્વ એક જ સાંઝે મ્હેં નજરે જોઈ અનુભવેલું છે.

શ્લો. ૫૩, ૫૪. કનકકંકણ (ચન્દ્રનાં પ્રતિબિમ્બનાં) અને રજતસર્પ (શુક્રનાં પ્રતિબિમ્બના) એ રમણીય અંશ અને નદીમાંની પર્વતની છાયા એ ગમ્ભીર ભાવનો અંશ,—આ કવિહૃદયરૂપ વીણાના તન્તુનાં ઉપાદાન. હેમાંથી તન્તુ બનાવેલા. આમ તર્ક કરવાનો હેતુ સ્પષ્ટ જ છે.

પૃ. ૧૩૭. શ્લો. ૫૭. આ કાવ્યને આરમ્ભે, સ્વપ્ન શરૂ થતા પ્હેલાં જે નદીતીરે કુઞ્જમાં સૂઈને નદીનો ઘોષ હું સાંભળતો હતો તે જ કુઞ્જ અને તે જ ઘોષ.

"હું સૂતો દીઠો"—મ્હેં પોતાને સૂતેલો દીઠો; અર્થાત્, હું સૂતોછું એમ મ્હને જ્ઞાન થયું.

**સન્ધ્યાકાળના આકાશ ભણી જોઈ રૂહેતી બાળકીને. પૃ. ૧૩૮**

પ્રકૃતિનું સૌન્દર્ય અને ત્હેની જોડે સંબદ્ધ પરભૂમિના ધ્વનિ હેતું આધ્યાત્મિક જ્ઞાન જડજગત્‌ના લેપથી અલિપ્ત સ્થિતિમાં વધારે અનુભવી સકાયછે; એ જ સ્થિતિ કવિત્વવૃત્તિને અનુકૂલ છે. તેથી શિશુત્વાવસ્થામાં

એ તરેહનું જ્ઞાન ( કવિત્વાનુભવ ) વિશેષ હોવું જોઇયે; દિવ્યભૂમિમાંથ
તાજા આવેલા શિશુના આધ્યાત્મિક અનુભવ વધારે સબળ હોવા જોઇયે
હેની નજરે સૃષ્ટિનાં સૌન્દર્યવાળાં દૃશ્યો જુદાં જ દિવ્ય આધ્યાત્મિક રૂ
જણાતાં હોવાં જોઇયે. જેમ જેમ, ઉમર વધતાં, જગત્‌ની જડતાનાં પ
વીંટાતાં જાય, તેમ તેમ હાવી કવિત્વવાળી સ્થિતિ ઓછી થવાની. આ
કવિત્વમતને પ્રકાશે આ કાવ્યનો અર્થ સ્પષ્ટ થશે એમ આશા છે.

જડતાથી લિપ્ત થયા છતાં કવિત્વવૃત્તિ કેળવાયાના પ્રમાણમાં હેવ
આધ્યાત્મિક દર્શનો મ્હોટી ઉમરે પણ થવાનાં. અને હાવી રીતે શિશુ
કાંઇ ગૂઢભાવથી તરતાં નયનવડે આકાશ ભણી જોઈ રહેવું જોતાં એ ભાવ
મ્હોટી ઉમરના માણસના હૃદયમાં પણ એકાએક ઉઘડી જતાં, જે દિવ્ય
ભૂમિમાંથી આવ્યે ઘણો વખત થયો તે ભૂમિનું કાંઇ અપૂર્વ દર્શન થઈ વળ
એ જ ભૂમિમાં ભવિષ્યમાં જવાનું છે તે જ્ઞાનથી ભાવિનું પણ રસ્ય દર્શન
થયું;—હાવી વૃત્તિ શ્લો. ૬ ઠ્ઠામાં પ્રગટ થઈ છે.

શ્લો. ૨ ચરણ ૩. સાન્ધ્ય સુદૈવત=સન્ધ્યાકાળની સુન્દર અધિદેવી.

ચરણ ૪ તે સહ—એ દૈવત સાથે.

પૃ. ૧૩૯ શ્લો. ૭ ચરણ ૧.

સાન્ધ્યસુદૈવતખેલતણું=સન્ધ્યાકાળની સુન્દર અધિદેવીને રમવાનું.
ચરણ ૩. તે ( નભમંડળને )—એ 'નિરખી' નું કર્મ અધ્યાહૃત જેવું છે.

**પ્રાતઃકાળનું ધુમ્મસ**—પૃ, ૧૪૧.

પૃ. ૧૪૨ શ્લો. ૪ ચરણ ૨. ભાવના=વૃત્તિ; લાગણી.

ચરણ ૩ તવ=ત્હારું; તવ સ્મિત—અહિં વ નો અ થડકાયછે. સંસ્કૃત જ
રૂપનો શબ્દ છે તો સંસ્કૃત પદ્યનો થડકાવાનો નિયમ છેક અસ્થાને નથી.

શ્લો. ૫ ચરણ ૧. ' આલેખે '—નો કર્તા પાછલા શ્લો. ૪ ના
ચરણ ૪ માં ' હર્ષ ' છે તે છે.

બહુરૂપ=બહુરૂપ ( આકૃતિ ) વાળી—બહુવ્રીહિ સમાસ

ચરણ ૩. સંશય—ધર્મનાં તત્ત્વ સંબન્ધી સંશય.

શ્લો. ૭ ચરણ ૨, ભાવના=ideal; આદર્શ; ગુણરૂપનું ઊંચું કલ્પનાદૃશ્ય સ્વરૂપ.

**સાગરકિનારાનું સત્ત્વ**—પૃ. ૧૪૩.

સત્ત્વ=Spirit, મર્ત્યલોકથી સ્વતન્ત્ર કોઇ આત્મતત્ત્વ; ભૂત. (જોકે 'ભૂત' એ શબ્દ પૂરેપૂરો અર્થ નથી બતાવતો.)

શ્લો. ૫, ઉત્તરાર્ધ. સ્મશાનભૂમિમાં હાડકામાંના ફૉસ્ફૉરસના થતા ભડકા. એ ભૂત ભડકા થઈ જતાં મનાયછે તે લૌકિક વચન વાપર્યું છે. અને તે સહસા થતા સંબોધનને લીધે સપ્રયોજન છે.

પૃ. ૧૪૪–૧૪૫. શ્લો. ૧૨–૧૩. જરા ઝાંખી આશા પડે તે ભય અને નિરાશાથી લુપ્ત થાય; તો પણ વળી આખર ભાવિમાં પરભૂમિમાં મળવાની આશા ચમકે. પ્રથમની આશા તે આ જીવનમાં ફરી મળવાની આશા. અને 'સુદૂર ઝળકી જ્યોતિ' તે પરભૂમિમાં મળવાની આશા.

આશા અને નિરાશા વચ્ચે આમ પરસ્પરવિલોપક યુદ્ધ અને ઉપર વર્ણવેલા સમુદ્રમાં પડેલા અન્ધકાર અને શુક્રના તેજ વચ્ચે અન્યોન્યવિલોપક યુદ્ધ એ બેમાં સામ્ય અહિં સૂચવાયુંછે. તે પ્રમાણે જ નીચેના (૧૪–૧૫) શ્લોકમાં પણ લાગૂ પાડવું.

શ્લો. ૧૪ ઉત્તરાર્ધ.—'યુવતિને' અને 'બાળા' એ બે જુદાં જુદાં જણ નથી, પણ એક જ.

શ્લો. ૧૫ શ્યામ આશ—નિરાશા અને ભયથી મિશ્ર આશા માટે શ્યામ આશા.

શ્લો. ૧૮. Paradise Lost માં એક સ્થળે એક એંજલને સૂર્યના કિરણ ઉપર ચઢીને પૃથ્વી ઉપર ઊતરતો અને પાછો જતો વર્ણવ્યોછે તે પ્રકારની આ કલ્પના કાંઇક છે.

"પરમાત્માની ઇચ્છાશક્તિ સૃષ્ટિલયને સમયે થોડીવારમાં બનાવેલા ને થોડીવારમાં સંહાર કરેલા, જાણે મણિના દડા હોય નહિં, હેવા નવા નવા બ્રહ્માણ્ડપિણ્ડની સાથે રમતાં, પોતાની મરજી પ્રમાણે વિહાર કરેછે."

( બુદ્ધિપ્રકાશ, એપ્રિલ ૧૮૯૨ માં પ્રસિદ્ધ થયેલા. "કુમારપાલના રાજ્યની વડનગરપ્રશસ્તિ" એ વિષયમાં આપેલા પ્રશસ્તિ લેખના ભાષાન્તરમાં પ્રથમ શ્લોક જુવો. )

**પ્રકૃતિરહસ્ય અને માનવબાળ.—પૃ. ૧૫૩.**

એક દિવસ સ્હવારમાં કારવારમાં દરિયાકિનારો છોડી જરા અંદરના ભાગમાં જતાં સમુદ્ર ન દેખાતો છતાં હેનો ગમ્ભીર ધુઘવાટ સંભળાયા કરતો હતો અને બીજી બાજૂએ ઊંચી પર્વતમાળ આકાશને મ્હોચેલી અદ્ભુત ઊભેલી હતી, તે વખતે ઉત્પન્ન થયેલા ભાવમાં આ કાવ્યની ઉત્પત્તિ છે.

પ્રકૃતિની આગળ મનુષ્ય બાલવત્ જ છે. પ્રકૃતિનું અગમ્ય સ્વરૂપ, હેનું રહસ્ય, તત્ત્વ–મનુષ્ય પૂરું પામી સકતો જ નથી; એ તાત્પર્ય આ કાવ્યનું છે. એ રહસ્ય ન પામી સકાય હેવું છતાં, એ અપ્રાપ્યતા બતાવવાને જ, પ્રકૃતિના સ્વરૂપનું આલેખન કર્યુંછે. પ્રકૃતિના સ્વરૂપના સ્વીકારાયલા વિભાગ બે છેઃ–(૧.) Sublime–ઉન્નત, અને ( ૨. ) Beautiful, સુન્દર. પણ વાસ્તવિક જોતાં ત્રણ વિભાગમાં સર્વ સ્વરૂપનો સમાવેશ થાયછે;—(૧.) Grand, ભવ્ય, (૨.) Sublime, ઉન્નત, અને (૩.) Beautiful, સુન્દર. એ ત્રણ સ્વરૂપનાં પ્રતિનિધિભૂત દૃશ્યો આ કાવ્યમાં આલેખ્યાંછે; ભવ્ય માટે સિન્ધુ, ઉન્નત માટે ગિરિરાજ, અને સુન્દરમાટે ગિરિકોકિલ. ભવ્યના દર્શનથી હૃદયમાં ગમ્ભીર, ભયાનક નાહિ પણ ભયાનકના સમસ્વરૂપ આદરયુક્ત, ભાવ ઉત્પન્ન થાયછે. સુન્દરના દર્શનથી આનન્દ વગેરે પ્રફુલ્લ ભાવ વિકસેછે. ઉન્નતના દર્શનનું પરિણામ ભવ્ય અને સુન્દર એ બંનેના પરિણામમાંથી કાંઇક કાંઇક અંશ લઈને ત્રીજા પ્રકારનું જ બનેછે. ઉન્નતના

સ્વરૂપમાં કાંઇક અંશ ભવ્યનો અને કાંઇક અંશ સુન્દરનો એમ મિશ્ર થાયછે; સુન્દરના અંશથી ભવ્યની ઉત્કટતાને કોમળ સ્વરૂપ મળેછે, અને ભવ્યના અંશને લીધે સુન્દરના લલિત અને મૃદુ ભાગને ગમ્ભીર છાયા મળેછે. આમ બંનેના અંશ મિશ્ર થાયછે, છતાં પોતાની સ્વતન્ત્ર અસર અને શક્તિને લીધે ઉન્નત એ ત્રીજું ભિન્નજ તત્ત્વ સ્વીકારવું યોગ્ય છે

શ્લો. ૩ સિન્ધુના નાદનું સ્વરૂપ ન સમજાતાં છતાં હેનાથી થયેલી હૃદય ઉપરની અસર ( માત્ર છાયારૂપે રહેલી ) તે વર્ણન કરવા જતાં ન પકડાઈ સકાય હેવી હોવાથી જાણે સ્વપ્નના જ સંસ્કાર હોય હેવી ભાવની સ્થિતિ હોવાને લીધે સ્વપ્નસંસ્કાર કહ્યાછે. એ સંસ્કાર આડાઅવળા ગૂંથીને વર્ણન ઉત્પન્ન કરીને રમું ( આનંદ પામુંછું ). હૃદયમાં ઉત્પન્ન થયેલા ઊર્મિ–તરઙ્ગ(ભાવરૂપી તરઙ્ગ )–ના બિન્દુ ( જળકણ ) એમ ઉછાળુંછું,–અર્થાત્ એ વર્ણનદ્વારા હૃદયભાવના કાંઇક અંશ ઉભરાવુંછું,

પૃ. ૧૫૪ શ્લો. ૬ ચરણ ૪ આ સિન્ધુ તે લૌતિક સિન્ધુ નહિં પણ અનન્તત્વનો સિન્ધુ.

શ્લો. ૭. ભવ્યનું સ્વરૂપ ઉપર પૂરું થયું. હવે એકદમ સુન્દરનું સ્વરૂપ આલેખતાં ગિરિકોકિલને કરેલા સંબોધનરૂપે જ સર્વ ચિત્ર આપ્યુંછે.

ગરબીનો આરમ્ભ બંધારણમાં જરાક ફેરવીને કર્યોછે. આ ચાલની ગરબીના આરમ્ભની પઙ્ક્તિના પાછલા અર્ધ જેટલા કકડાથી આરમ્ભ અહિંછે.

ગિરિકોકિલ—આ પક્ષી ગુજરાત વગેરેમાં થતું જ નથી. કાનડા જિલ્લામાં પ્રથમ જ મ્હેં હેનો અપૂર્વ સ્વર સાંભળ્યો. ખાનદેશ અને મધ્ય હિંદુસ્તાન તરફ જંગલોમાં એ પક્ષી જણાયછે એમ સાંભળ્યુંછે. Cuckoo ના વર્ગનું જ છે. અને હેનુ સ્વતન્ત્ર નામ જડે એમ નથી, તેથી ગિરિકોકિલ એ નામ આપી સંતોષ માન્યોછે. હેનો સ્વર અત્યન્ત મધુર અને ભાવપૂર્ણ હોયછે. **टिहू टिहू** આમ દરેક વખત ચાર સ્વર થાયછે. હેના સુર **म—स, म—स** ( **म** ઉપર ભાર, પણ બંને સુરની માત્રા

સરખી જ, અક્રૈક. ) એમ કાંઇક છે. આ પક્ષી કાનડામાં ચોમાસાના આરમ્ભની પૂર્વે ( એપ્રિલ—મે મહિનામાં ) ગાન શરૂ કરેછે. તે ઉપરથી અને હેના સ્વર ઉપરથી, એ જીલ્લામાં ખેડુત લોકો એમ માનેછે કે એ પક્ષી કહે છે—" **संका कट्टु** "—એટલે, " પૂલ બાંધ્ય." કેમકે વરસાદના દહાડા પાસે આવ્યાછે. ( કાનડામાં ખેતરો વગેરેમાં પર્વત જંગલ વગેરેમાંની ખાઇયો ઓળંગવા માટે ઝાડનાં થડિયાં આડાં નાંખી પૂલ જેવું કરેછે ત્હેને **संक ( संका )** કહેછે.)

શ્લો. ૮ માં ચાંદનીની અને શ્લો. ૯ માં માધવીના સુગન્ધની ઉપમા ગિરિકોકિલના ગાનને આપીછે. ગિરિકોકિલનું શરીર ના જણાય પણ ગાન સંભળાય માટે મેઘશિખર પાછળ સંતાયલી એમ ચંદ્રાને વિશેષણ આપ્યુંછે. ચાંદની તેમ જ ગાન બંને સૌન્દર્યનાં અને માધુર્યનાં સ્વરૂપ છે તેથી બેમાં સામ્ય દેખાયુંછે; અને બંનેનાં નિદાન ( ચાંદનીનું નિદાન ચંદ્ર અને ગાનનું ગિરિકોકિલ ) ગુપ્ત રહેલાંછે.

આ બે શ્લોકમાં ખાસ અને પછીનામાં કોઇ કોઇ સ્થળે અંગ્રેજી કવિ શેલીના Sky-lark નામના કાવ્યની શૈલીની છાયા કેટલેક અંશે આવીછે; એ અનુપમ કાવ્યના સૌન્દર્યની વાત તો જુદી જ છે. આ સ્વીકાર તો માત્ર અનુકરણનો આરોપ વારવા માટે કર્યોછે.

શ્લો. ૧૦. પક્ષી ઊંચે ( અદૃશ્ય ) કુંડાળે ભમે તેથી ગાનને કુંડાળે ભમતું કહ્યું છે.

પૃ. ૧૫૫. શ્લો. ૧૨. કોયલનો સ્વર પ્રફુલ્લ અને આનન્દમય હોયછે તેથી ભિન્ન આ ગિરિકોકિલનું ગાન કાંઇક વિલક્ષણ કરુણસ્વર હોયછે. તેથી આ કલ્પના કરીછે.

પૃ. ૧૫૬. શ્લો. ૧૮. વગેરે. હવે સુન્દરનું સંબોધન પૂરું થઈ ઉન્નતની મૂર્તિ પર્વતને સંબોધન શરૂ થાયછે.

શ્લો. ૧૮, ૧૯. મેઘમાળા તે પર્વતની પ્રિયા અને ધુમસની હારચ તે પુત્રી એમ રૂપક વ્યઙ્ગ્ય છે.

શ્લો. ૨૦. સિન્ધુનો (ખરેખરા દરિયાનો) સનાતન (નિરન્તર પ્રાચીન કાળથી થતો આવેલો અને ચિરકાળ થશે હેવો) નાદ. તે નાદ સાંભળી સાંભળીને પર્વત પોતે કાંઇ હૃદયમાં મનન કરીને ગાન રચેછે તે ગુપ્ત રીતે આકાશમાં એ લખેછે એમ કલ્પના છે.

પૃ. ૧૫૭ શ્લો. ૨૧. રાત્રિ પડતાં તારા પ્રકાશી નીકળે તે ઉપર હેવી કલ્પના રચીછે કે આખો દહાડો જે ગૂઢ લેખ પર્વતે આકાશમાં લખેલા તે તારાગણના રૂપમાં પ્રગટ થાયછે. એ લેખને ગાનરૂપ ગણ્યાછે. રજની તે વ્યોમપટરૂપી વાદ્ય પોતાની આંગળીઓથી વગાડતાં એ ગાન ઉત્પન્ન થઈ તારાગણના રૂપમાં પ્રગટ થતું કલ્પ્યુંછે. ગાનના સુર તે શ્રવણેન્દ્રિયથી અનુભવાય છતાં તેજોમય તારાગણના રૂપમાં પ્રત્યક્ષ જોવાય હેવી મૂર્તિ ધારતા કલ્પ્યાછે.

આમ પ્રત્યક્ષ રૂપ ધારણ કર્યા છતાં પણ એ ગાન હું અલ્પ શકિતને લીધે વાંચી સકતો નથી.

તો પછી—

શ્લો. ૨૨, આમ નજર આગળ તરતું તારાગણમૂર્તિમાં ઊગેલું ગાન પણ ના વાંચી સકાય, તો ગિરિરાજ, કોકિલ (ગિરિકોકિલ), અને સિન્ધુ એ ત્રણ પ્રકૃતિનાં ઉપર કહેલાં ત્રિવિધ સ્વરૂપને કહુંછું કે ત્હમારાં ગૂઢ રહસ્ય હું શી રીતે જાણી સકું ? પ્રકૃતિ આગળ આ રીતે માનવ પોતાનું બાલત્વ સ્વીકારેછે; પરંતુ એ પ્રકૃતિસ્વરૂપો હૃદયભાવ ઉપર ગમ્ભીર, મૃદુ, અને ઉન્નત અસર કરેછે તે કારણથી ઉપકારવૃત્તિ દર્શાવેછે.

ગિરિરાજને ઉદ્દેશીને બોલાયલા આ કાવ્યને અન્તે પૂર્વનાં બે કાવ્યોનાં સંબોધ્ય—સિન્ધુ અને ગિરિકોકિલ—નો પણ સંગ્રહ કરી સમાપ્તિ કરીછે. તેથી આ બધાં કાવ્યો એક મુખ્ય કલ્પનાનાં અઙ્ગ છે એમ દર્શાવવાનો હેતુછે.

અવસાન—પૃ. ૧૫૭

શ્લો. ૧. કવિત્વના પ્રેરક ગૂઢ તત્ત્વને ક્રોકિલ કલ્પેલોછે.

પૃ. ૧૫૮ ચરણ ૧ મનનાં=મ્હારા પોતાના મનનાં. અહિં objective ( પરલક્ષી ) તેમ જ subjective ( આત્મલક્ષી ) કવિતાનો નિર્દેશ છે. મનુજજીવનનાં રહસ્ય ઝળકાવતું ક્રોકિલગાન તે પરલક્ષી કવિતાનું બીજ. અને મનનાં રહસ્ય ઝળકાવતું તે આત્મલક્ષી કવિતાનું બીજ. ( રા. નવલરામે objective સર્વાનુભવરસિક અને subjectiveને સ્વાનુભવરસિક એમ નામ આપ્યાંછે. આ શબ્દયોજના વિશે બીજી આવૃત્તિની—આ હૃદયવીણાની—પ્રસ્તાવનામાં સવિસ્તર ચર્ચા કરીછે. )

# શુદ્ધિપત્ર.

( માત્ર મહત્ત્વની ભૂલ્યોનું )

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| | | **પ્રસ્તાવના, અર્પણ, ઈત્યાદિ.** | |
| ૯ | ૧૯ | સારત | સરિત |
| ૧૦ | ૫ | આાવરત | અવિરત |
| ,, | ૬ | નચવતા | નચવતો |
| ,, | ૧૬ | જવાર | જેવાર |
| ૧૨ | છેલ્લેથી ૨૭ | ાવનશ્વર | વિનશ્વર |
| | | **મૂળ ગ્રન્થ.** | |
| ૧ | ફુટનોટ | नान्दे, | नान्दि. |
| ૮ | ૮ | માંહ | માંહિ |
| ,, | ૯ | ભરું | ભૂરું |
| ,, | ૧૪ | માંગું | માગું |
| ૧૩ | ૧૭ | કોણ | કોણ ! |
| ,, | ૧૮ | તરવનમાં | તરૂવનમાં |
| ૧૪ | ૨ | કોણ | કોણ |
| ,, | ૬ | ,, | ,, |
| ૧૫ | ૩ | સહુકાર | સહુકોર |
| ,, | ૬ | શાહસિાન | સાનસિનિ |
| ,, | ૧૫ | [illegible] | [illegible] |

| | | | |
|---|---|---|---|
| | ૨૧ | મુઝરા | મુઝારો |
| ૪૫ | ૧૮ | જીવનગ્રન્થિ | જીવન–ગ્રન્થિ |
| ૪૬ | ૨૧ | ચુઁમ્બતો | ચુમ્બતો |
| ,, | ૬ | જો ? | જો । |
| ૪૭ | ૧૧ | ખાંયણાન | ખાંયણાંની |
| ,, | ૧૪ | ડુબી | ડૂબી |
| ,, | ૫ | સિન્ધુધટે | સિન્ધુતટે |
| ૪૮ | ૧૫ | ક્રો'ણે | ક્રો'ણે |
| ,, | ૨૦ | જ । કનું | જનકનું |
| ,, | છેલ્લેથી ૨ જી | ખીલ્યાં. | ખીલ્યાં, |
| ૪૯ | ૧૩ | મેઘન | મેઘનીઁ |
| ૫૪ | ૫ | કણ્ટપુઞ્જ | કણ્ટકપુઞ્જ |
| ૫૫ | ૨ | હર | હરીઁ |
| ૫૬ | ૧૧ | ઑાળે | ખોળે |
| ૬૦ | છેલ્લી | તપર | તેપર |
| ૬૧ | ૧૪ | અનુષ્ટપ્ | અનુષ્ટુપ્ |
| ૬૫ | છેલ્લી | ઊભીઁ | ઊભી |
| ૬૮ | ૫ | બન્ધ | બન્ધન |
| ૭૨ | ૧ | ત | તે |
| ૭૬ | છેલ્લેથી ૨જી | માહંથી | મહિંથી |
| ૮૨ | ૬ | અય | અન્ય |
| ૮૭ | ૮ | ધમનીઁ | ધૂમનીઁ |
| ૮૯ | ૧૬ | ધૂમવ્યૂહ | ધૂમ-વ્યૂહ |